# तत्वज्ञान.



## ईशोपनिषद्.



છપાવી પ્રસિદ્ધ કર્તા —

સદ્બોધ પ્રવર્તક મહારાજ શ્રી જયકૃષ્ણ વિઠ્ઠલજી.

લીંબડી નિવાસી

# तत्वज्ञान.

## ईशोपनिषद्

यस्य प्रसादादहमेव विष्णु र्मय्येव सर्वं परिकल्पित च ।
इत्थं विजानामि सदात्म रूप तस्यांध्रि पद्म प्रण-
तोस्मिनित्यम् ॥

હુ પોતેજ ( દેહાધ્યાસ રહિત દશામા ) વિષ્ણુ છું. તથા મારે વિષે જ સંપૂર્ણ વિશ્વ કલ્પિત છે. એ પ્રકારે જેના પ્રસાદથી હુ આત્મ સ્વરૂપનો સદા પ્રત્યક્ષ અનુભવ કરૂ છુ, તે શ્રી સદ્ગુરૂના ચરણારવિંદમા નિરતર પ્રણામ કરૂ છુ

છપાવી પ્રસિદ્ધ કર્તાઃ—

સદ્બોધ પ્રવર્તક મહારાજ શ્રી જયકૃષ્ણ વિઠ્ઠલજી.

અમદાવાદ.

આવૃતિ ૧ લી. સને ૧૯૨૪. પ્રત ૧૦૦૦.

કિંમત ૦—૮—૦

# અર્પણ પત્રિકા.



જે વસ્તુ જેને પ્રિય હોય તેજ તેની કિમત સમજી

શકે છે, માટે આ **ઈશોપનિષદ્** નામનું

નાનકડું પુસ્તક વેદાન્ત પ્રક્રિયાના

શોખિનોને અર્પણ

કરૂ છુ.

દા. મહારાજ જયકૃષ્ણ વિઠ્ઠલ.

# જરૂર છે.

---

ભારતના પ્રાત સ્મરણીય મહાત્મા શ્રી વિદ્યારણ્ય સ્વામીજીનો લખેલ વેદાન્ત પ્રક્રિયાનો ગ્રથ પચદશી આત્રીજ રીતે છપાવવા માટે ૨૦૦૦) બે હજાર રૂપીઆ આપે એવા સાહિત્ય પ્રિય ઉદાર ગૃહસ્થની જરૂર છે જેના બદલામા તે ગ્રંથમા પહેલે પાને તે ગૃહસ્થનો ફોટોગ્રાફ આપવામા આવશે તથા પુસ્તકોનુ વેચાણુ થયેથી પૈસા પાછા આપ વામા આવશે. અથવા પૈસા પાછા લેવાની તેઓની મરજી ન હશે તો, પુસ્તકની કિમત વધારે ન રાખતા જ્ઞાનના ફેલાવા માટે આ ગ્રન્થની કિમત ઓછી રાખવામા આવશે

મહારાજ જયકૃષ્ણુ વિઠ્ઠલ.

# પ્રસ્તાવના.

મને માગ કાશીવાસના સમયથીજ આપણા ઋષિ મુનિઓએ સાહિત્ય માટે કરેલો પરિશ્રમ પ્રકાશમા લાવવાની જીજ્ઞાસા હતી. પણ અનિવાર્ય સંયોગોને લીધે તે ઇચ્છા પાર પાડવામા વિલબ થયો છે

હમણાના જુવાનોને આપણુ પ્રાચીન સાહિત્ય વાંચવા પરથી દિન પ્રતિદિન પ્રીતિ ઓછી થતી જાય છે. વળી ઋષિઓના લખેલા પુસ્તકો એટલા બધા છે કે આવા પ્રવૃત્તિના સમયમા તે બધા વાચી લેવાને સમય નથી. માટે આ પુસ્તક લખી જેમ બને તેમ વાચનારને જુના સમયના પુસ્તકો પર પ્રીતિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે. ને જો લોકો તરફથી વિશેષ ઉત્તેજન મળશે તો એક પછી એક બીજા ઉપનિષદો બહાર પડશે

આપણુ જુનુ સાહિત્ય બે ભાગમા વહેચાએલુ છે. (૧) શ્રુતિ (વેદ) (૨) સ્મૃતિ (પુરાણ) વેદ ઇશ્વર પ્રણીત છે ને પુરાણો વેદવ્યાસે લખ્યા છે. વેદમા મુખ્યત્વે ત્રણ ભાગ હોય છે મન્ત્ર, બ્રાહ્મણ, અને ઉપનિષદ જ્યારે પુરાણમા ઇતિહાસ દર્શન અને સર્વ ધર્મ શાસ્ત્રનો સમાવેશ થાય છે આ ઉપરથી માલમ પડશે કે ઉપનિષદ એ વેદનો ઉત્તમમા

ઉત્તમ ભાગ છે. ને તેથીજ વિદ્વાનો ઉપનિષદ્‌ને બહુ પ્રેમથી વાચે છે

ઉપનિષ મા જીવ જગત્ ને ઇશ્વર શુ છે? ને શા માટે છે? તે પ્રશ્નોના જવાબ આપવા માટે પ્રયત્નો કર્યા છે. વળી સત્ય સ્વરૂપ પરબ્રહ્મનારાયણ જગત્ સ્વરૂપે કેવી રીતે વ્યાપક છે. તે સમજાવવા પ્રયત્નો કર્યા છે જેથી ઉપનિષદો કોઇપણ સપ્રદાયનુ શાસ્ત્ર નથી પણ જગતનું ખરૂ સ્વરૂપ સમજાવનાર શાસ્ત્ર (science) છે.

વેદનો પ્રથમ ભાગ કર્મ તથા ઉપાસના ઉપર ભાર મૂકે છે જ્યારે ઉપનિષદ્ લખનારા ઋષિઓ, જીવ, શિવ, ને જગતનો યથાર્થ સબધ જાણ્યા સિવાય મોક્ષ છેજ નહિ. એવો મત જાહેર કરે છે, ને ખરૂ જોતા સર્વ તત્વજ્ઞાનનુ મૂળ ઉપનિષદોમાજ છે. "They will" Professor Max Muller rightly observes. "maintain a place in the literature of the world, among the most ostonisting productions of the human mind in any age and in any country."

પ્રોફેસર મેક્સમૂલર સાહેબ તે વિષે લખે છે કે "જગતમા ઉત્તમમા ઉત્તમ જે પુસ્તકો લખાયા છે તેમા મનુષ્યના માનસિક વિચારનુ ઉચુ જગતને આશ્ચર્ય પમાડે તેવુ સ્થાન

કોઈ પણ દેશમા ગમે તે જમાનામા આ ઉપનિષદો સાચવી રાખશે."

ઉપનિષદો વાંચતા મને તો એમજ જણાય છે કે ઉંચા પાણીદાર હીરાઓ સરેરા ચોપડી રેતમા નાખ્યા હોય ને લોકો તે પર પગ મૂકી ચાલ્યા જાય ને ભીખારીના ભીખારી રહે, તેમ આપણા આવા ઉત્તમ પુસ્તકો વાચવાને પણ લાખે એકાદ માણસ ભાગ્યશાળી થાય છે. તો પછી વાચી, વિચારી, તેમાના ભાવ સુધી પહોચવાનું કોઈ ભાગ્યશાળીનેજ હોય છે પરદેશના-લોકો આપણા પુસ્તકો વાચી પોતાનુ સરટીફીકેટ આપે ત્યારે આપણા લોકો તે તરફ લક્ષ આપે તો આપે ?

આમ થવાનુ કારણ, આપણા દેશની કેલવણીમી જે દિશા છે તેનેજ આભારી છે. કારણ કે હમણા સરકારી અમલદારો નક્કી કરે તેજ પુસ્તકો વચાય બાકીના પુસ્તકો અંધારામાજ રહે જ્યારે આ પુસ્તકોનુ જ્ઞાન સાચવી રાખનાર બ્રાહ્મણો તેનો ગ્રાહકોના અભાવે વિકાસ કરી શકતા નથી.

વળી આપણામાજ કેટલીક એવી સપ્રદાયો ઉભી થઇ કે જેના કાર્ય કર્તાઓએ લોકોના મન પર એવીજ છાપ પાડી દીધી કે "જ્ઞાનના પુસ્તકો વચાયજ નહિ" જેથી પર રાજ્ય તળે દબાએલા દયામણા દેશે તે વાતનો સ્વીકાર કર્યો ને જ્ઞાન વિભાગ જતો કરી માત્ર કર્મ તથા ઉપાસના પરજ વિશેષ લક્ષ આપ્યુ. જે કર્મ, ઉપાસના ને જ્ઞાનની

ગેરહાજરીમા અસ્ત વ્યસ્ત દશાએ પહોચ્યા ને છેવટ હમણ નજર કરતા ધર્મની સર્વ સંસ્થાઓ ધર્મને નામે ટર ઉઘરાવી રાજ્ય તંત્ર ચલાવતી જણાય છે આમ ધાર્મિક કર આપ વાનું ચાલુ રહ્યુ છે. જ્યારે જ્ઞાનના અભાવે શુદ્ધ કર્મ, ઉપાસના, કે જ્ઞાન, એમાનુ કાઇ થતુંજ નથી. માત્ર " ધર્મના નામે કર આપો " એટલુજ ધાર્મિક સંપ્રદાયવાળા સમજ્યા છે માત્ર જૈનોજ આ ધાર્મિક કરથી મુક્ત છે માટે જુવાન વર્ગને પોતાનો ઉપનિષદ્ રૂપી જ્ઞાનનો વારસો સભાળવા નિમત્રણ કરૂ છુ

આ નાનકડા પુસ્તકમા મૂળ શ્લોકો સમજાવવાને પ્રયત્ન કર્યો છે છતા આમાનો કોઇપણ ભાગ ન સમજાય અથવા બીજા કોઇ ધાર્મિક પુસ્તકોમાથી કાઇપણ સમજાતુ ન હોય તો રૂબરૂમા મળવાથી અથવા પત્ર દ્વારા ખુલાસો કરવામા આવશે

મનુષ્ય તે મનુષ્યજ માટે કાઇ ભૂલચુક જણાય તો સુધારી વાચી લેશોજી.

મહારાજ જયકૃષ્ણ વિઠુલ.
માડવીની પોળ હીરા ગાધીની પોળ,
અમદાવાદ.
૧૯૭૯ ના આશ્વિન વિજ્યાદશમી શુક્રવાર.

# तत्वज्ञान.

॥ ईशा वास्योपनिषद् ॥

हरि. ॐ। ईशा वास्यमि द ᳪ सर्वं यत्किं च जग त्यां जगत्। तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य स्विद्धनम् ॥१॥

અન્વય —यत् किं च जग त्यां जगत् इदं सर्वं ईशावास्यं तेन त्यक्तेन भुञ्जीथा कस्यस्वित् धनं मा गृध ।

ગુજરાતીઃ—જગત્‌માં જે કાંઈ જગત્ રૂપ છે. તે સર્વ ઈશ્વરથી ઓત પ્રોત વિંટળાએલુ છે. તેનો ત્યાગ કરીને (આત્માની) રક્ષા કરો. કોઈના ધનની આકાંક્ષા ન રાખો.

હિન્દીઃ—जो कुछ जगत् विषे जगत् है यह सर्व ईश्वर करके आच्छादित है तिससे त्याग करके आत्मरक्षा करो किसीकेभी धनकी आकांक्षा मत करो ।

English —Whatever exists in this world is to be enveloped by (the thought of) god, (the Ruler) By renouncing

it (the world) thou shalt save (thy) soul. Do not covet the riches of any one.

**ભાવાર્થઃ**—જેમ સોની દાગીનાઓ ઘડી તેનાથી જુદો પડે છે. તેમ આજના લોકો ઇશ્વરને જગત્ કર્તા માને છે પણ ખરૂ જોતા જગત્ ક્યાંક, ને ઇશ્વર ક્યાંક, એમ ઇશ્વર જગતથી જુદો નથી પણ માટીના ઘડામા જેમ માટી વિના બીજી કોઇ પણ વસ્તુ નથી તેમ ઇશ્વર સકળ જગત્મા વ્યાપક છે (૧) ઉપાદાન કારણ માટી. ને (૨) નિમિત્ત કારણ કુભાર, એમ બે વસ્તુથી ઘડો બને છે તેમ આ જગતનું નિમિત્ત કારણ તેમજ ઉપાદાન કારણ ઇશ્વર એકજ છે. જેમ ગાયનો વિચાર કરતા હૃદયપટ ઉપર ગાયનું ચિત્ર દેખાય છે તે, ને ગાય, જોનાર તે બન્ને એક છે. છતા, જોનારને હું ને જોવાની ગાય જુદા જણાય છે તેમ આ જગતને ઇશ્વર જુદા માનવામાં આવે છે. પણ વસ્તુતાએ તેમ નથી.

જેમ સર્વ સ્થળે આપણા પગ નીચે પૃથ્વીમા પાણી ભરેલુ છે પણ માટીના પડ રૂપી આવરણને લીધે તે પાણી દેખાતું નથી તેમ સકળ જગત્ ઇશ્વર રૂપ છે. પણ તેનો શાસ્ત્રો તથા ગુરૂ દ્વારા નિશ્ચય થતો નથી, ત્યા સુધી જગત્ જગત્ રૂપ દેખાય છે. તેનો મોહ મૂકી દઇ ઇશ્વર

સર્વ વ્યાપક જાણી શુભકાર્યમા જોડાઓ ને સકામ કર્મનો ત્યાગ કરી આત્માની રક્ષા કરો.

પચ મહાભૂતનું શરીર પચ મહાભૂતમાથી લીધેલું છે તે પચ મહાભૂતમાંજ મળી જવાનુ છે. એમ ઇશ્વરી પચભૂતને જીવ ભાવવાળા મનુષ્ય, તું મમત્વ ભાવે પોતાનો કહે, તે કેમ બને !

આખ કાન સ્રી-વગેરેનું સુંદર શરીર તે સર્વની પાછળ જે ચૈતન્ય સ્ફુરતી આપી રહ્યું છે તે ખરૂ છે. તેના વિના-આખ-કાન-નાક-કામ કરી શકેજ નહિ. ને સ્રીઓ વગેરેની ખુબ સુરતીનુ પણ એ તત્વજ પોષક છે તેના વિના સર્વ મિથ્યા ( નકામુ છે ) માટે વિષયો તરફ લોકો દોડે છે. તે તજીને મનને ઉલટુ ફેરવીને જેનાથી જગત્ સજીવ જણાય છે તે તત્વનો વિચાર કરો

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत ऽ समा·
एवं त्वयि नान्यथे तोऽस्ति न कर्म लिप्यते नरे ॥२॥

અન્વય—इह कर्माणि कुर्वन् एव शतं समा जिजीविषेत् एवं त्वयि नरे इत. अन्यथा न अस्ति कर्म न लिप्यते ॥

ગુજરાતીઃ—અહીં ( આત્મ જ્ઞાન ન થાય તો ) ( નિષ્કામ ) કર્મ કરતા સો વર્ષ જીવવાની ઇચ્છા કરો. એમ તું પુરૂષ છે તેને ( નિષ્કામ

કર્મથી ) બીજાં (સકામ) કર્મ છેજ નહિ. માટે નિષ્કામ કર્મ કરો. જેથી જન્મ મરણનો સસ્કાર ચોંટે નહિ.

હિન્દી —यहां ( आत्मज्ञान असमर्थतामें ) कर्मों को करते हो सो वर्ष जीवने की इच्छा करो इस प्रकार तू जा पुरुष है तिसमे इससे प्रकारान्तर नहीं है (जा) कर्म न लिपायमान हो॥

English —Performing sacred works, let a man desire to live a hundred years. If thou thus (desirest.) O, man there is no other manner, in which thou art not tainted by work

ભાવાર્થ:—હે ભાઇ આ જગતમા માણુસ જાતને મારૂ પોતાનું કહીને કામ કરવાનું છેજ નહિ કારણ ઇશ્વર પોતે સર્વ વ્યાપક હોઇ મનુષ્ય તેમજ જીવ પ્રાણી સ્વરૂપ ધારણ કરી વ્યવહાર કરે છે. માટે જગત નિભાવવા માટે શાસ્ત્રમા કહેલા કર્મ કરતા કરતા સો વરસ જીવવાની ઇચ્છા કરો. ગીતાજીમા ત્રણ પ્રકારના મનુષ્ય કર્તવ્ય જણાવ્યા છે (૧) કર્મ (૨) ઉપાસના. (૩) જ્ઞાન.

જપ, તપ-દાન-વગેરે કર્મો કરતા કરતા એવી ભાવના કરવી કે ઇશ્વરે મને આ કામ સોપ્યુ છે. માટે મારે કર-

મુજ જોઇએ. પ્રભુ મારા શેઠ છે, ને હું તેમનો વાણોતર છું. એમ જાણી લાભ હાનિ ઇશ્વરને સોપી કર્મ કરવા માત્રજ મને અધિકાર છે. એમ જાણી કાર્ય કરો. સકળ જગત્મા પરમ પુરૂષોત્તમ પરબ્રહ્મ સભર ભર્યો છે. એવો નિશ્ચય થાય ત્યા સુધી નિષ્કામ કર્મ કરો. એમ સમજી કરેલા કામોના સસ્કાર પડતા નથી. તેથી પુનર્જન્મ થતો નથી. તેથી અહીં નિષ્કામ વૃત્તિથી કરેલા કર્મો જન્મ મરણ આપી શકતા નથી આપત્તિ કાળને લઇને જો નિદ્ય કાર્ય બની જાય તો પણ હુંપણાનો ઇશ્વર પણામાં લય સમજનાર પુરૂષને તે કર્મો વાસના રહીત હોવાથી લોઢાના ફળા વિનાના તીરની પેઠે ચોટતા નથી. તેથા નિષ્કામ કર્મો કરનારને મોક્ષ મળે છે.

એક માણસ અભણ હોય છતા સર્વ વ્યવહારમા " મારા શરીરમા ચૈતન્ય રૂપ ઇશ્વરજ વ્યવહાર કરે છે " એમ માનનાર મોક્ષ મેળવી ચૂક્યો છે. જ્યારે ઘણા જ્ઞાનવાળો બ્રાહ્મણ હોય છતા બીજા બ્રાહ્મણોને શાસ્ત્રાર્થમા હરાવી મોટાઇ મેળવવાની ભાવનાથી સકામ કર્મ ( અધ્ય યન વગેરે ) કરે તો તે હજી મોક્ષને પાત્ર નથી.

કબીર સાહેબ કપડુ વણુતા વણુતા કબીર એવા નામ રૂપવાળા શરીરમા પેશી હે પ્રભુ ચૈતન્ય રૂપે તમેજ કપડુ વણો છો આ નામ રૂપ ધારી કબીર (શરીર) મિથ્યા

છે. એમ જાણી અંતરાત્મા સાથે વાતો કરતા ને જગતમા હિંમતથી કહેતા કે "હવે કબીરને બદલે પરિબ્રહ્મ કપડું વણે છે." ત્યારે લોકોએ પોતાની ગતિ પ્રમાણે માની લીધુ કે નાટકના પડદા પાછળથી જેમ પ્રભુનો વેષ આવે તેમ ઓરડામા પ્રગટ થઇ કબીરને વિસામો દેતા હશે ! પણ કબીરના ભાવને પામેલો દરેક માણસ અત્યારે પણ કહી શકે કે "મારા દેહમા પરિબ્રહ્મ નારાયણનુ ચૈતન્ય ન હોય તો મારાથી કાંઈ બનેજ નહિ" આમ જરાક એકાન્તે વિચાર કરતા પ્રભુનુ સ્વરૂપ સમજાય છે છતા લોકોને પરવા છે નહિ. તો જ્ઞાન એની મેળે શી રીતે ઉપજે !

असूर्या नाम ते लोका अन्धेन तमसा वृता
ता ᳪस्ते प्रेत्याभि गच्छन्ति ये के चात्म हनो जनाः

અન્વય —अन्धेन तमसा आवृता ते लोका असूर्या नाम ये के च आत्महन जना ते प्रेत्य तान् अभिगच्छन्ति ॥

ગુજરાતી—અંધત્વ રૂપ અજ્ઞાનથી વિંટળાએલા જે લોકો છે તે અસુરો છે. તેઓ આત્મ હત્યારા છે (કારણ કે) મરી મરીને જરૂર જન્મે છે. (વાસનાના સંસ્કાર સ્વિકારવાથી.)

હિન્દી:—तत्वका अज्ञानसे आवृत है सो लोक असुर नाम है जे कोइ एक आत्म हत्यारे हैं सो मरके (तिन लोकमें) निश्चय प्राप्त होते है ॥

English·—To the godless worlds covered with gloomy darkness, go all the people, when departing (from the world) who are slayer of their soul.

ભાવાર્થ:—જે લોકો જગતને ખરૂ માની તેમાના કામને "હું કર્તા છું" એમ માની કરે છે તે નિંઘ તથા સકામ કરનાર લોકો અસુર છે સૂર્ય–જ્ઞાન પ્રકાશ–તેનાથી રહિત છે તેઓ બધા આત્મ હત્યારા છે કારણ આત્માને જીવ ભાવમા ને જીવ ભાવમા ગોથા (જન્મ મરણુ) ખવરાવ્યા કરે છે. કારણુ કે જ્યા લગી હું મર્ત્ય કુરાશ્રિથી ગ્રહીત છુ જગતનો વ્યવહાર ચૈતન્ય સ્વરૂપ । હોય નહિ, એવો નિશ્ચય થાય નહિ ત્યા સુધી જગતમા કરેલુ સર્વ કામ જન્મ મરણુ આપવામા કારણુ રૂપ થય છે તેથી માયાના નિયમને અનુસારે આ દેહ છોડી સસ્કાર વશાત સારા નરસા લોકને પ્રાપ્ત થઇ કર્મ ભોગવી પાછો મનુષ્ય જન્મ પામે છે. વિષયની વાસનાથી દેવ વગેરેના શરીર પામી હજારો વર્ષ ત્યા સ્વર્ગમા રહી પાછા જન્મે છે ને વળી ફરીથી સ્વર્ગમા જાય છે તે પાછા અવતરે છે. પણુ મોક્ષ પામતા નથી

એવા જીવોને પાણીના ભમર (વમળમા) પડેલા જીવોની ઉપમા આપી શકાય. એવા પામર જીવો પોતાની

મેળે મુક્ત થઇ શકતા નથી તેમને કોઇ ગુરૂ રસ્તો બતાવે તોજ વમળ ( જન્મ મરણ રૂપી ) માથી મુક્ત થાય છે.

માટે પોતાના સ્વાર્થ માટે જે લોકો બીજાને હિંસા અસત્ય વગેરેથી દુઃખ દે છે. તેઓજ અસુર છે માટે સજ્જન મનુષ્યોએ અહં ભાવ કાઢી ઇશ્વર ભાવ ભરવો જોઇએ.

હલકા પ્રાણીનો જન્મ લેવો કે દેવ યોનિમા જન્મવુ એ બન્નેને ભોગ્ય ભૂમિકા કહેવાય છે. ને મનુષ્યનો જન્મ છે તેજ માત્ર કર્મ ભૂમિ છે માટે આ મનુષ્ય દેહમા રહીનેજ માણસોએ સ્વ સ્વરૂપને ઓળખી નિષ્કામ કર્મ કરનાર થવુ જોઇએ

अने जदेक मनस। जवीयो नैनद्देवाआप्नुवन्पूर्व मर्षत्।
तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मि न्नप। मात-
रिश्वाद्धाति ॥४॥

અન્વય —पतत् अने जत् पकं मनसो जषीय पूर्वं अर्षत देवा न आप्नुवन् तिष्ठत् तत् धावत. अन्यान् अत्येति मातरिश्वा तस्मिन् अप: दधाति।

ગુજરાતી —આ (આત્મા) કમ્પાયમાન થતો નથી એક છે. (છતાં) મનથી પણ વધારે ઝડપવાળો છે. જેને ( ઇન્દ્રિયોના ) દેવતા પહોંચી

શકતા નથી. અવિક્રિય છતાં સૌથી આગળ જાય છે. અન્તરિક્ષ ગતિવાળો પવન પણ પોતાના કર્મો તેમાજ (તેને લીધેજ) કરે છે.

હિન્દીઃ—यह ( आत्मा ) कम्पमान नहीं एक मनसे शीघ्रगामी पहले गयाहै देवता लोक ( तिस-प्रति ) नहीं प्राप्त होते, अविक्रिय सोइ शाघ्र चलते अन्योंको पीछे छोडता है वायु अन्तरिक्षमें चलने वाला तिसविषे कर्मोंको धारता है ।

English:—He (the soul) does not move, is swifter than the mind, not the gods (senses) did obtain him, he was gone before standing He outstripes all the other gods (senses) how fast they run. Within him the ruler of the atmosphere upholds the vital actions.

ભાવાર્થ—આ આત્મા જાણવાની ઇચ્છા હોય તો તેનું વર્ણન કરે છે. આત્મા સ્થિર છે. સમુદ્ર માફક સંપૂર્ણ સચરાચર વ્યાપક ભરેલ છે. (અનત કોટિ બ્રહ્માડ સુધી બ્રહ્મ વ્યાપક છે) છતા તે (સમુદ્રના મોજા ની પેઠે) મનથી પણ વિશેષ ગતિવાળો છે.

એક ડોશી કાંઇ જોખમની પોટલી લઇ ચાલી જતી હતી તેને રસ્તામા એક ઉંટવાળો મળ્યો તેણીએ તે ઉંટ-

વાળાને પૂછ્યુ "ભાઇ મારો આટલો ભાર સામા ગામ સુધી લઇ જઇશ ?" આ સાભળી ઉંટવાળે ના પાડી. તેથી થોડીવારે ડોસી વિચાર કરવા લાગી કે "ઠીક થયુ કે ઉંટવાળાએ ના પાડી નહિ તો ઉંટ ઝડપથી ચાલે ને હું ધીમે ચાલુ તેથી ઉંટવાળો સામાન લઇ નાશી જાત તો મારી શી વલે થાત !" એટલામા પેલા ઉંટવાળાને પણ તેજ વિચાર આવ્યો કે "ડોશી પાસેથી પોટકુ લીધુ હોત તો ઠીક ! કારણ કે ડોશી કાઇ ઉંટ સાથે ચાલી શકત નહિ જેથી આપણે પોટકુ ઓળવી શકત" પછી ઉંટવાળાએ ઉંટને બેસારી અરધો કલાક વાટ જોઇ એટ- લામા ડોશી આવી પહોચી તેને ઉંટવાળાએ પૂછ્યુ "કા ડોશી મા લાવો પોટકું ઉંટને ક્યા એટલો ભાર જણા- વાનો હતો !" ડોશી–"નારે ભાઇ મારે પોટકુ આપવુ નથી સામે ગામ જઇ તું મારા કહેવા પ્રમાણે પોટકુ હું કહું તેને ન સોપે તો પછી હું તને ક્યા શોધવા જઉં ?"

ઉંટવાળો આવા જવાબથી ચમક્યો ને ડોશીને પૂછ્યુ કે "તમને કોણે કહ્યું કે " હું તમારૂ પોટકુ ઓળવવાનો છુ ?" ડોશી–"જેણે તને કહ્યુ તેણેજ મને કહ્યું" આ પરથી માની શકાય છે કે ઇશ્વર સર્વ વ્યાપક છે. (મનથી આગળ દોડે છે )

આખ–કાન–નાકના દેવતા જે બ્રહ્મની સત્તાથી ચૈતન્ય- વાળા છે. પણ જે પરબ્રહ્મને આખ–નાક–કાન અનુભવી

શક્તા નથી જે બ્રહ્મ જાણવાને મન-કે બુદ્ધિ પણ સમર્થ નથી "यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह" જે બ્રહ્મનો વિચાર કરતા મન અથડાઈને પાછુ વળે છે ને તેનું વાણીથી વર્ણન થતુજ નથી " દેહાધ્યાસ વાળા મનુષ્યો જેને લીધે ચૈતન્ય પણું સ્ફુરાવે છે ને-વળી પવનને ગતિ આપનાર પણ તેજ બ્રહ્મ છે-માટે જ્ઞાની પુરૂષો જગતના સર્વ કર્મ બ્રહ્મથીજ બને છે-એમ માને છે.

तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।
तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यत. ॥

અન્વયઃ-तत् एजति तत् न एजति तत् दूरे तत उ अन्तिके तत् अस्य सर्वस्य अन्त तत् उ अस्य सर्वस्य बाह्यत. ।

ગુજરાતી—તે આત્મા ગતિવાળો છે. (ચાલે છે) ને ચાલતો નથી. દૂર છે. તેમજ નજીક છે. તે આત્મા સૌની અંદર છે. તેમજ સૌની બહાર છે.

હિન્દી.—सो आत्मा चलता है, सोइ नहीं चलता है सोई दूर है सोइ आत्मा समीप है सोइ इस सर्वकी अतरके अंतर है सोइ आत्मा इन सर्वके बहार है ॥

English —He moves, he does not move; He is far, and also near, He is within this all, He is out of this all

ભાવાર્થ —આત્મા સપૂર્ણ જગતમા અનતકોટિ બ્રહ્માડ સુધી ભરેલ છે છતા જીવ પ્રાણી મનુષ્ય–વગેરે શરીરો ધારણ કરી ( સમુદ્રના મોજાની પેઠે ) હાલતો ચાલતો જણાય છે. વળી આ પચભૂતાત્મક દેહનો નાશ થયા પછી પણ સુક્ષ્મ શરીર દ્વારા સ્વર્ગ સુધીની ગતિ કરે છે. એમ આત્મા સ્થિર ભાવવાળો છે. છતા નરીગધ્યાસ વાળા અજ્ઞાની પુરૂષો, વાદળા ચાલવાથી બાળકો જેમ "ચદ્ર દોડે છે ' એમ કહે છે તેમ " આત્મા ગતિ કરે છે " એમ કહે છે. દેહ રૂપી ઉપાધિવાળો થાય ત્યારે આત્મા ચાલતો જણાય છે–પણ ઉપાધિ રહિત આત્મા સ્થિર છે આત્મા અજ્ઞાની માણુસથી કરોડો માઇલ દૂર છે. ને જ્ઞાનીને તો હૃદયરૂપી ગુફામા પાચ કોષથી પર એજ ભરેલો છે જે આત્મા જ્ઞાનવાળા માણુસને સચરાચર સપૂર્ણ ભરેલો સમજાય છે. તેજ આત્મા અજ્ઞાનીને હજારો માઇલ દૂર સમજાય છે તેજ આત્મા ગરબાના દીવાની પેઠે અંદર તેમજ બહાર સર્વ સ્થળે પ્રકાશે છે

એક વખતે એક ગુરૂ પાસે બે શિષ્યો દિક્ષા લેવા આવ્યા. ગુરૂએ બન્નેને એક એક પતાસુ આપી મોકલ્યા.

કે " જાઓ જ્યા કાંઈપણ જોવામા ન આવે ત્યા જઈ પતાસું ખાઇ પાછા આવો એટલે દિક્ષા આપીશ " આ સાંભળી એક શિષ્ય જંગલમા જઇ નિર્જન સ્થાનમા પતાસું ખાઇ ગુરૂ પાસે પાછો આવ્યો ને કહેવા લાગ્યો કે "ગુરૂજી દિક્ષા આપો, " ગુરૂજી-" બીજા ભાઇને મોકલ્યો છે, તે આવે ત્યારે બંનેને સાથે દિક્ષા આપીશુ." આઠેક દહાડા પછી બીજો શિષ્ય આવ્યો ને કહેવા લાગ્યો કે "ગુરૂજી, દિવસે સુર્ય-પૃથ્વી-વનસ્પતિ વગેરેથી ભરપૂર જગત્ જોઉં છુ. રાત્રે તારા નક્ષત્ર વગેરે જોવામા આવે છે ને તે સઘળા ને નિયમમા રાખનાર પરમાત્માના અસ્તિત્વનો વધારે ને વધારે નિશ્ચય થયો. માટે આપે મને જ્ઞાન આપી અમર કર્યો છે. કારણ કે જગતમા ઇંદ્રિયોદ્વારા વિષયની પ્રતીતિ કરાવનાર જે આત્મા છે. તેજ સ્વપ્નમા સર્વ વ્યવહાર ઉભો કરવા શક્તિમાન છે. ને તેજ આત્મા સ્વપ્ન વિનાની ગાઢ નિદ્રા વખતે આગલા સમયનું જ્ઞાન યાદશક્તિ રૂપે સાચવી રાખે છે માટે ગુરૂદેવ, પરમાત્મા વિના કોઇપણ વસ્તુ અસ્તિત્વમા હોઇ શકેજ નહિ, એ સમજ્યો છુ ને તે સમજ્યા પછી વિશેષ સમજવાનુ હોય તો કહો-" ગુરૂદેવે જરા હસીને આશિર્વાદ આપી કહ્યું "પુત્ર ધન્ય છો તે પ્રભુનુ રૂપ જોયુ છે "

**यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानु पश्यति**
**सर्वं भतेषुचात्मानं ततो न विजुगुप्सते**

અન્વયઃ—सर्वाणि भूतानि आत्मनि एव अनुपश्यति य' तु च सर्वं भूतेषु आत्मानं तत न विजुगुप्सते ।

ગુજરાતીઃ—જે મનુષ્ય સર્વ જીવ પ્રાણીને આત્મામા જુએ છે. ને સર્વ જીવ પ્રાણીમા આત્માને જુએ છે. તેથી તેને ગ્લાનિ થતી નથી.

હિન્દી—जो कोई सर्व भूतोंको आत्मा विषेहा देखता है फेर सर्व भूतों विषे आत्माको ताते नहीं घृणा करता है ।

English —Whoever beholds all beings, in the soul alone, and the soul in all beings, does hence not look down (on any creature.)

**ભાવાર્થ.**—હે ભાઈ જે મનુષ્યને આત્મસ્વરૂપ બરાબર સમજાયુ હોય તેજ જગતનુ રક્ષણ કરી શકે તેજ શુદ્ધ ક્ષત્રિય હોઈ શકે કારણ કે સર્વ જીવ પ્રાણીમા પોતાના આત્માને જુએ ને જ્યા અનીતિ જણાય ત્યા પોતાની શક્તિ અજમાવે–જેમ એક પગમા વાગેલા કાટાને કાઢવા સોય વતી પ્રયત્ન કરવામા આવે છે તેમ. એટલે કે જે અનીતિથી લોકો દુખી થાય છે. તે અનીતિનું મૂળ શોધી ત્યાજ કુહાડો મારે.

જેમ બુદ્ધ ભગવાને જોયુ કે "લોકો કર્મના મોહમા પડયા છે ને ચડસા ચડસીને લીધે હજારો મણ ઘી અગ્નિમા હોમાય છે જે કર્મ કરવામાજ મોટાઇ માનનાર ક્ષત્રિઓ એક બીજાથી મોટા થવા પ્રજાપર કરનો બોજો વધારીને પણ યજ્ઞ યાગાદિ કરે છે ને પરિણામે દેશ ભિખારીની હાલતમા આવી ગયો છે" ત્યારે જગતનું દુખ મટાડવા કર્મકાંડ બંધ કરાવ્યા. હજાર વર્ષ પછી લોકો કર્મ માર્ગથી તદ્દન ઉતરી ગયા છૂમતર તેમજ ધતર મતર ઉપર ચડી ગયા ને બુદ્ધ ધર્મના આચાર્યો પણ તાન્ત્રિક મતાવલંબી થયા ત્યારે ભગવાન શ્રી શંકરાચાર્યે ફરીથી જ્ઞાન માર્ગ બતાવ્યો પણ નિષ્કામ કર્મ કરવાનુ બરાબર નહિ સમજાવાથી કારણ કે તે વિષય ઘણોજ કઠિણ છે જેથી વળી સ્થૂળ (સગુણ) ઉપાસના શરૂ કરી. જોકે સગુણ ઉપાસના દ્વારા પણ લોકોને છેવટ અદ્વૈત નિષ્ઠા કરાવવાનો આચાર્યોનો ઉદ્દેશ હતો પણ "લોકોને અફન કરતા ભેસની કિંમત વધારે લાગી" ને છેવટ એટલે સુધી અધોગતિને પહોચ્યા છીએ કે હજારમાથી ભાગ્યેજ એક જણ શ્રીમદ્ભગવદ્ગીતા જેવા પુસ્તકનો લાભ લે છે જ્યારે ધર્મને નામે કરોડો રૂપિઆ આ આર્યાવર્તમા ખરચાય છે પણ દિન પ્રતિદિન દરિદ્રતા વધે છે માટે જડ ક્રિયાત્મક વ્યવહારમા પડેલા દેશને જ્ઞાનમાર્ગ બતાવનાર સમર્થ આચાર્યની હમણા જરૂર જણાય છે. માટે શ્રીમદ્ભગવદ્ગીતા–ઉપનિષદ્–તથા–અન્ય

વેદાન્તમા પુસ્તકોનો વિચાર કરી આત્મ સાક્ષાત્કાર કરી જગત્ના હિત અર્થે પ્રયાણ કરવાની જરૂર છે. " હરિનો માર્ગ છે રે શુરાનો નહિ કાયરનું કામ જો." તેમ આ કાર્ય કરવા સમર્થ શ્રી રામચન્દ્રજી જેવા જીતેન્દ્રિય ક્ષત્રિયની જરૂર છે ને તેવા ક્ષત્રિયોને ઉપદેશ કરવા વસિષ્ઠ જેવા ઋષિઓની જરૂર છે. પાખડી ત્યાગી વેરાગીઓથી દેશ કટાળી ગયો છે તેમની જરૂર નથી.

यस्मिन् सर्वाणि भूतान्यात्मैवा भूद्विजानत ।
तत्रको मोह क शोक पकत्व मनुपश्यत: ॥७॥

અન્વય'—विजानतः यस्मिन्सर्वाणि भूतानि आत्मा पव अभूत् पकत्वम् अनुपश्यत तत्रक मोह. क शोक. ।

ગુજરાતી.—સારી રીતે બ્રહ્મને જાણનાર ( બ્રહ્મ-વિત્ ) ને જે સમયમા સર્વ પ્રાણી આત્મા રૂપજ છે. ( सर्वं खल्विदं ब्रह्म नेहनानास्ति किंचन ) એમ એકત્વ જોનારને તે સમયે શોકને મોહ કેવો ?

હિન્દી—ब्रह्मको जानने वालेको जिस समयमें सपूर्ण भूतोंको आत्माही है पकत्व देखने वालेको तिसकालमें कया मोह और शोकभी कया ?

English.—When a man knows, that all beings are even the soul, when he beholds the unity (of the soul) then there is no delusion, no grief

ભાવાર્થ —જ્યારે વેદ તેમજ ગુરૂ દ્વારા આત્માને અનુભવ સિદ્ધ પણે જાણે, ( सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचन ) એટલે કે આ આખુ જગત્ બ્રહ્મ છે અહીં જુદુ જુદુ જે દેખાય છે, તે તેમ ( જુદુ જુદું ) નથી

જેમ બાર વરસની દીકરીને ચાળીશ તોલા સોનાના જુદા જુદા અલકાર પહેરાવ્યા હોય, તો તે દીકરી માત્ર દાગીનાના નામોને તથા સ્વરૂપને જાણે છે. પણ કેટલા તોલા સોનુ પહેર્યું છે ? તથા તેની શી કિમત થઇ ? તેનો ખ્યાલ પણ કરતી નથી. કારણ કે તે બાજુ તેનું લક્ષ નથી તેમજ અજ્ઞાની માણસો જગત્મા અલકાર પહેરેલી નાની બાળકી જેવાજ છે કારણ કે જગત્ને આધાર આપનાર મૂળ સ્વ-રૂપ ( પરબ્રહ્મ ) થી તેઓ અજાણ્યા છે પણ ઘરમા જઇ દાદીમાને પૂછીએ તો તેઓ તરતજ જવાબ આપે કે " દીકરી પર ચાલીશ તોલા સોનુ પહેરાવ્યુ છે " દાદી-માની નજરે જુદા જુદા દાગીનાના નામ રૂપનો મોહ નથી પણ તે તો માત્ર ( ચાલીશ તોલા સોનુ ) એમજ બોલીને બધુ પતાવી દે છે તેમ જ્ઞાની માણસ સર્વ વ્યવહારમા

પરબ્રહ્મ નારાયણનેજ જુએ છે. તેથી અનુભવી જ્ઞાનીને નામ રૂપાત્મક જગતનો મોહ હોતો નથી તેથી નામ રૂપાત્મક જગત્‌ના ફેરફારમા શોક પણ શાનો હોય ! નજ હોય

નરસિંહ મહેતાને આ જ્ઞાન સિદ્ધ થયુ હતુ, તેથીજ " સ્રી પુત્ર મરતે રોયા લોક, મહેતાને રતી માત્ર ન શોક " એ વાક્ય અમર થયુ છે.

નરસિંહ મહેતા સમર્થ વૈષ્ણવ ભક્ત હતા છતા એમને આ અદ્વૈત સિદ્ધિ પ્રાપ્ત થઇ હતી વળી અનુભવ સિદ્ધ છે કે બ્રહ્મ દર્શન જીજ્ઞાસુ પુરૂષો અંતરાત્મામા નિશ્ચયની ' ઘેડ બેઠા વિના વિરામ પામતા નથીજ તેઓ તો સમજે છે કે " શોક મોહ મનનો ધર્મ છે. ભૂખ તરશ પ્રાણનો ધર્મ છે. ને જન્મ મરણ દેહનો ધર્મ છે " માટે હુ ઉપર જણાવેલ છ ધર્મથી મુક્ત છુ પછી મારે આ જગત્‌મા શેની જરૂર છે ? કશાની નહિ

ઉપરોક્ત દશા પાકી થાય ત્યારે " इन्द्रोऽपि रंक वद्भाति का कथा नृपकीटकानाम् ! " રંકવ ઇન્દ્રિ પણ રંક જેવો જણાય, કારણ કે હુ વિષ્ણુ સ્વરૂપ છુ તો પછી મારી આગળ રાજ્યના મોહથી જન્મ મરણ રૂપી ખાડામા જન્મ લેનાર રાજાઓની તો વાતજ શી ! ! !

स पर्यगाच्छु क्रमका य म व्रण मस्नाविर ँ शुद्ध मपाप विद्धम् ।

कवि मनिषी परिभूः स्वयंभू याथातथ्य तोऽर्था
न्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्य ॥८॥

અન્વય.—शुक्र अकायम् अव्रणम् अस्नाविरम् शुद्धम् अपाप विद्धम् सः पर्यगात् कवि॰ मनीषी परिभू स्वयंभू शाश्वतीभ्यः समाभ्य याथा तथ्यत अर्थान् व्यदधात् ॥

ગુજરાતીઃ—શુદ્ધ (ત્રણ) શરીરથી રહિત ઈન્દ્રિયો રહિત, નાડીઓ રહિત, નિર્મલ, પાપ રહિત, છે તેજ (આત્મા) વ્યાપક તેમજ સર્વનો જોનાર, મનનો સ્વામી, સર્વનો ઉપરી પોતે પોતામા સ્થિર, કર્મના ફળ ભોગવવા રૂપ સાધનથી બહુ કાળ પર્યંત રહેનારને પ્રજા પતિ ( બ્રહ્મા વગેરેને ) કામના વિભાગો કરી ભોગવાવનાર છે.

હિન્દી॰—शुद्ध कायारहित, छिद्र रहित, शिरा रहित निर्मल पापरहित है, सो व्यापक है, क्रान्त दर्शी मनकाईश सर्वोपरि स्वय विद्य- मान यथाभूत कर्मफल साधनसे अनन्त काल- स्थायी प्रजापति के अर्थ पदार्थों को बिभा- गकरता भया ॥

English—He is all pervading, brilliant, without body, invulnerable, without muscles, pure untainted by sin, he is alwise, the ruler of the mind, above all beings, and self-existent He distributed according to their nature the things for everlasting years.

ભાવાર્થ—હે ભાઇ, જ્યારે ચાર મહાવાક્યોએ કરી આત્માનો પરબ્રહ્મ સાથે યોગ થાય છે ત્યારે (१ प्रज्ञानं ब्रह्म २ अहं ब्रह्मास्मि ३ तत्त्वमसि ४ अयमात्मा ब्रह्म) જેમ નદી દરિઆમા મળી જવા પછી નામ રૂપ રહિત થઇ જાય છે. તેમ સ્થુલ-સુક્ષ્મ તથા કારણ શરીરથી પર તથા ત્રણે અવસ્થાનો સાક્ષી હુ છુ એમ સિદ્ધ થાય છે. તેવા પુરૂષને પછી ઇન્દ્રિઓ રૂપી છિદ્રો આત્મા સ્વરૂપ મારે છેજ નહિ. વળી નાડીઓ વગેરે પણ આત્મા સ્વરૂપ મારે ન હોય, હુ તો મૂળ પ્રકૃતિ (માયા)થી તથા તેના કાર્ય રૂપ (જગત્)થી મુક્ત છુ વળી હુ આત્મા સ્વરૂપ, ધર્મ અધર્મ, કર્તા અકર્તા, પુણ્ય પાપ, સ્વર્ગ નરક, જન્મ મરણ, દુખ સુખ, બધ મોક્ષ, વગેરે દ્વદ્વરૂપી પાપથી મુક્ત છુ. છતા પણ હુ સર્વ જગતને ચૈતન્ય પોષુ છુ (પૂરૂ પાડુ છુ) વળી સર્વ જીવ પ્રાણી માત્રના માનસિક વ્યવહારને જાણુ છુ. "આકાશ જેવો હુ શુદ્ધ છુ"

એમ દૃષ્ટાંત અપાય છે, છતા પણ આકાશ વગેરે પાચે મહાભૂત તેમજ સર્વ જીવ પ્રાણી જેની સત્તામા રહે છે. માટે આત્મભાવને પામેલ હુ સર્વથી ઉપર છુ.

અહીં કબીર સાહેબની એક સાખી યાદ આવે છે. કોઇએ કહ્યુ કે " કબીર તો તાઈ (વણકર) ના પુત્ર છે. તેમાં તે જ્ઞાન ક્યાથી હોય!" ત્યારે તેમણે જવાબ આપ્યો હતો કે " નોતા ચદર નોતા સુરજ નોતા નવ લખ તારા, સંતોરે ભાઇ વહ દિન લેખ અમારા" એટલે કે સૂર્ય ચદ્ર તથા તારા મડળને તેજ પોષક જે પરબ્રહ્મ તત્વ છે. તેજ તત્વ આ દેહમા બિરાજે છે માટે તાઇના સ્વરૂપને ( દેહને ) ન જોતા અંદરના આત્મ તત્વને ઓળખો એટલે પરમાત્માનું મૂળ સ્વરૂપ સમજાશે તેજ પરમાત્મા સમયને (કાલને) પણ નિયમમા રાખે છે. વળી તેજ ભગવાન મનુષ્ય માત્રના દેહમા ચૈતન્ય રૂપે પ્રવેશ કરી સૃષ્ટિના સકળ વ્યવહારને કરે છે ને ઋષિના હૃદયમા ઉતરી તેજ પરબ્રહ્મે કર્મ, ઉપાસના તથા જ્ઞાન એમ વેદ લખી આપ્યો ને આ જગતને વ્યવહાર માર્ગ બતાવ્યો. ને વર્ણાશ્રમ વિભાગ કરી શાન્તિ રાજ્ય સ્થાપ્યુ. ( પણ હમણા પુનઃ જડવાદનો જન્મ થવાથી અશાન્તિનો જન્મ થયો છે )

अन्धं तमः प्रविशन्ति येऽविद्या मुपासते
ततो भूय इव ते तमो य उ विद्यायां रता. ॥९॥

અન્વયઃ—ये अविद्यां उपासते (ते) अन्ध तम· प्रविशन्ति ये उ विद्यायाम् रता ते तत भूय इव तम (प्रविशन्ति)

ગુજરાતી·—જે મનુષ્ય અવિદ્યાને ઉપાસે છે. તે જ્યાં કાંઇ ન દેખાય તેવા અજ્ઞાનમા પ્રવેશ કરે છે. ને જે કોઈ બ્રહ્મજ્ઞાનનો દેખાવ કરી, અતરમાં કોઇક ( પોતાથી ભિન્ન ) દેવની ઉપાસના કરે છે. તે ( ચોર જેવો પુરૂષ ) તેથી પણ વિશેષ અંધકાર રૂપ અજ્ઞાનમાં પડે છે.

હિન્દીઃ—जे पुरुष अविद्याको उपासता है (सो) अदर्शनात्मक अज्ञानमें प्रवेश करते हैं (और) जे कोइ विद्या विषे रत है सो तिससे भी अधिक ऐसे तममें (प्रवेश करते हैं )

English —*Those who worship ignorance,* enter into gloomy darkness, into still greater darkness, those who are devoted to knowledge.

ભાવાર્થ—હે ભાઈ અવિવેકી સકામ કર્મ કરનાર પુરૂષ વેદમા કહેલા અગ્નિહોત્રાદિ કર્મો કરે છે તેથી તે લોકો વેદમા લખેલુ છે. તે પ્રમાણે સ્વર્ગ રૂપી ફળ ભોગવે

છે. ને સ્વર્ગનું ફળ ભોગવ્યા પછી પાછા ફરીથી જન્મ પામી મૃત્યુલોકમા આવે છે. આમ જન્મ મરણમાથી મુક્ત ન થવાય એવો કર્મ માર્ગનો વ્યવહાર કરવો તેનું નામ જ જ્ઞાનીઓએ નરક કહ્યું છે. શુદ્ધ જ્ઞાનના અભાવે અજ્ઞાની કર્મઠ લોકો સ્વર્ગની લાલચથી ફરી ફરીને જન્મે છે, કર્મ કરે છે ને પાછા સ્વર્ગમા જાય છે, ને વળી પાછા જન્મે છે એમ આત્માને જન્મ મરણથી મુક્ત કરી શકતા નથી. માટે તેવા કર્મઠ અજ્ઞાનીઓને ( મડન મિશ્ર જેવાઓને ) આત્મ હત્યારા કહે છે.

જ્યારે બીજો એક એવો વર્ગ છે કે જે સભામા પરમ જ્ઞાની બની પરબ્રહ્મની વાતો કરે છે ને જગતમા પરમ જ્ઞાની ગણાય છે. છતા અંતર વૃત્તિમા કોઇક દેવની ( નામ રૂપ ધારી દેવતાની ) ઉપાસના કરે છે એવા લોકોને તો ઉપર લખેલા કર્મઠ સકામ કર્મ કરનારથી પણ હલકા ગણ્યા છે. ને તે લોકો કર્મઠ લોકો કરતા પણ નીચ જન્મ પામે છે. ( છા ઉપનિષદ્‌મા કહ્યું છે કે अथ य इह कपूय चरणा अभ्यासो ह यत्ते कपूयां योनिमा पद्येरन् श्वयोनिं वा शूकर योनिंवा चाण्डाल योनिंवा ॥ अथैतयो पथोर्न कतरेण च न तानो मानि क्षुद्राण्य सकृदावर्तीनि भूतानि भवन्ति जायस्वम्रियस्व इति॥ એવા પાખડી લોકોને બૃહદારણ્યક ઉપનિષદ્‌મા પણ કહ્યા છે—ને તેઓ શ્વાન—શુકર—કીડા—પતગીઆ કે—ટીડડાં થઇ

અવતરે છે. કારણુ કે વેદાન્તની વાતો કરે છે, પણ શુદ્ધ વાત સમજેલા હોતા નથી તેમ છતા યજ્ઞ યાગાદિ છોડી દે છે. ને માત્ર કોઇ એક દેવની ઉપાસના માત્ર કરે છે. (શા માટે ? જેને પોતે મિથ્યા કહે છે, એવી કોઇ નાશવંત સિદ્ધિને માટે ) તેથી તેવા બ્રહ્મકોદાળ લોકો ( કારણુ કે યજ્ઞ યાગાદિથી તેમણે અંત:કરણ શુદ્ધ કર્યું નથી. ) સકામી કર્મીથી પણુ હલકા છે

શ્રીમદ્‌ભાગવતમા પણુ લખ્યુ છે કે ( यश्च मूढ तमो लोके यश्च बुद्धे परङ्गतः । द्वाविमौ सुख मेधेते क्लिश्य त्यन्तरितोजन. ॥ ) આ જગતમા જે અતિ મૂઢ (સકામી) છે તે, અને જે બુદ્ધિને તરી ગયો છે, તે બેજ સુખ પામે છે પણુ અલ્પ જ્ઞાન વાળો તો ક્લેશ જ પામે છે.

अन्य देवाहु र्विद्यया न्यदाहु रविद्यया
इति शुश्रुम धीराणाम् येन स्तद्वि च चक्षिरे ॥१०॥

અન્વયઃ—विद्यया अन्यत् पव आहु अविद्यया अन्यत् पव आहु ये नः तत् विचचक्षिरे धीराणा इति शुश्रुम ॥

ગુજરાતી —વિદ્યાનું ફળ જુદું છે અને અવિદ્યાનું ફળ જુદુ છે. એવુ કર્મ તથા જ્ઞાન કહેનાર ધીર પુરૂષોનું વચન સાંભળ્યું છે.

હિન્દી.—विद्या करके (फल) अन्यही कहते हैं (और) अविद्या करके (फल) अन्यही कहते हैं जे हम को कर्म तथा ज्ञान कहते हुए (तिन) धीर पुरुषों का वचन ऐसे श्रवण कीयाहै ।

English —They say different is the effect of knowledge, different is the effect of ignorance thus we heard from the sages who explained (both) to us.

ભાવાર્થઃ—વિદ્યા (જ્ઞાન દ્વારા નિર્ગુણ ઉપાસના) નુ ફળ જુદુ છે તેમજ અવિદ્યા (કર્મ દ્વારા સગુણ ઉપાસના) નું ફળ જુદુ છે. આ વાત મોટા ઋષિ લોકોએ કહેલી છે.

જ્ઞાની મનુષ્યની ક્રિયા માત્ર મોક્ષ આપનારી છે. માટે તેનું ફળ મોક્ષ છે. જ્યારે કર્મ ઉપાસકની ક્રિયા માત્ર સ્વર્ગ આપનારી છે. માટે ફરી ફરીને જન્મ મરણુ અપાવનારી છે. એમ સમર્થ ઋષિઓ કહે છે.

નિશાળીઓ તેમજ માસ્તર એમ બન્ને નિશાળે જાય છે, ને બને એક જ પાઠ વાચે છે, પણુ બંનેને ફળ જુદા જ થાય છે. તેમજ ઉપાસના તથા કર્મ માર્ગ ઉપરના ભક્તોનું ફળ, તથા જ્ઞાન સિદ્ધ કરેલા ભક્તનું ફળ, જુદા હોવાં જ જોઇએ.

કર્મ તથા ઉપાસના દ્વારા સગુણ ઉપાસના કરનાર ભક્તનું કર્મ વ્યભિચારી સ્ત્રી જેવું છે. જેમ કે‑પોતાના પરણેલ સ્વામીનું ઘરકામ કરે છે છતા ચિત્તવૃતિ પોતાના આશકમા હોવાથી તે કામોમા શોભા આવતી નથી. જ્યારે પતિવ્રતા સ્ત્રીના જેવા જ્ઞાનીઓ તો આ જગત્મા મારા પ્રભુનું જ સર્વ કાર્ય છે. એમ સમજી સર્વ વ્યવહાર પ્રભુને નામે કરતા હોવાથી સર્વ કામમા શોભા આવે છે વળી ભગવાન શ્રી કૃષ્ણ ચદ્રે શ્રીમદ્દ ભગવદ્દગીતામા પણ એજ કહ્યુ છે કે " ज्ञेय स नित्य संन्यासी "

સગુણ ઉપાસકને વ્યભિચારી સ્ત્રી જેવો કહ્યો છે, કારણ કે તેના મત પ્રમાણે સસારના કામ કાજ નકામા અતરાય કરનારા છે. માત્ર પ્રભુ ( તેણે માનેલા સગુણ ઇષ્ટ દેવ ) જ કોઇક દેશમા વસે છે, તેજ ખરા છે. તે સંસા‑રમા બહુ જીવ ન રાખતા તે ઇષ્ટ દેવ કે જેને તેણે કદી જોયા નથી એવા કોઇ દેશમા રહેતા પ્રભુનું ધ્યાન ધરવુ એજ જીવનનુ કર્તવ્ય છે એમ માને છે.

જ્યારે નિર્ગુણ ઉપાસક જ્ઞાનીને તો " यद् यद् कार्यं करोमितद् तदखिलं शंभो तवाराधनम् " સંસારના જે જે કામ કરૂ છુ તે સર્વે હે પ્રભો તમારૂ પૂજન છે. કારણ કે જ્ઞાનીના મતે આ જગત્મા " હુ " અને "મારૂ" એવી કોઇ ચીજ છેજ નહિ.

માટે બે પ્રકારના ઉપાસકના ફળ પણ જુદા જુદા છે.

विद्यां चाविद्यां च यस्त द्वेदो भय ं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्यया मृत मश्नुते ॥११॥

અન્વય —तत् उभयं विद्यां च अविद्यां च य· सह वेद अविद्या मृत्यु तीर्त्वा विद्यया अमृतं अश्नुते ॥

ગુજરાતીઃ—તે બને વિદ્યા અને તેનુ ફલ, તથા અવિદ્યા અને તેનું ફલ, એકજ સમજે છે. તે અવિદ્યા (કર્મો) દ્વારા મૃત્યુથી મુક્ત થઇને, વિદ્યા (અભેદ ઉપાસના) દ્વારા અમર પણું પ્રાપ્ત કરે છે.

હિન્દી —सो दोनोंको विद्या पुन (तिसका फल) अविद्या पुन· (तिसका फल) को काइ एक साध्य जानताहै (सो) अविद्या द्वारा मृत्युको तरके विद्याद्वारा अमृतको प्राप्त होताहै ॥

English —Whoever knows both knowledge and ignorance, together, over comes death by ignorance and enjoys immortality by knowledge.

ભાવાર્થ—હે ભાઇ, હમણા તો કર્મ માર્ગ વાળા જ્ઞાનમાર્ગ પર ચડેલાને નિદે છે ને જ્ઞાનમાર્ગનો ડોળ કર-

નારા કર્મ માર્ગને નિંદે છે. કારણ કે બન્ને વર્ગના લોકોને ખરી વસ્તુ સમજાએલી નથી. પણ વસ્તુતાએ જોતાં ખરેખરા કર્મ માર્ગ વાળાને જ્ઞાનીની નિદા કરવાનુ કારણ નથી કારણ કે જ્ઞાની જે દશામા વિચરે છે તે દશા કર્મ ઉપાસના કરનારથી ઘણીજ દૂર છે જ્યારે કર્મ માર્ગવાળાની ક્રિયાનો મોહ તો જ્ઞાનીઓએ ઘણા સમયથી મૂકી દીધો છે તેથી લાખો રૂપીઆ ખરચી કર્મમા મોહવાળાઓ મહાપૂજાઓનો આડબર કરે, મહારૂદ્ર કરે અથવા મોટા યજ્ઞ કરે તેથી જ્ઞાનીને કાંઇ હાનિ નથી તેમજ જ્ઞાની પુરૂષ બ્રહ્માનંદમા લીન રહી સદા વ્યવહારની પુષ્ટિને અર્થે સ્નાન, જપ, અનુષ્ઠાન વગેરે ક્રિયાઓ કરે, અથવા સમજીને ન પણ કરે તો તેમા કર્મ ઉપાસના વાળાને શી હાનિ છે? કાંઇજ નહિ.

પણ જેમ સ્ત્રી અને પુરૂષ એમ બે પૈડા વતી જ આ સસાર રૂપી રથ આગળ ચાલે છે. તેમાથી એકના અભાવે બીજું સસાર ચક્ર નિભાવવાને નકામુ છે. તેમ કર્મ વિનાનું જ્ઞાન, અને જ્ઞાન વિનાનું કર્મ, નકામું છે. તેથી ખરો જ્ઞાની તો તેજ કે જ્ઞાન તથા કર્મ બંનેને એક દૃષ્ટિએ જોઇ શકે છે.

આ ઉપર ભગવાન શ્રી કૃષ્ણચદ્રે શ્રીમદ્ ભગવદ્ગીતામા કહ્યું છે કે "सांख्य योगौ पृथग्बाला प्रवदन्ति न पण्डिता. ॥" સાખ્ય (જ્ઞાન) અને યોગ (કર્મ) એને જે જુદા માને, તે બાળકો છે. ને બંનેને એક સમજે છે તે પડિતો છે.

માટે વેદમા કહેલા નિષ્કામ કર્મો કરવાથી (અવિદ્યાથી) અંતઃકરણ શુદ્ધ થાય છે. ને અતઃકરણ શુદ્ધ થવાથી જન્મ મરણ મટે છે. કારણ કે શુદ્ધ જ્ઞાન માટે શુભ કર્મ કરનાર જ અધિકારી થઇ શકે છે

આમ શુભકર્મ કરવાથી અતઃકરણ શુદ્ધ થાય છે. ને શુદ્ધ અંત કરણમા પરબ્રહ્મનુ પ્રતિબિંબ પડે છે ને એમ સકળ વ્યવહારમા અદ્વૈત ભાવ ભરે છે તેજ મોક્ષ પામે છે.

अन्धं तम प्रवशन्ति ये सभूति मुपासते ।
ततो भूय इव ते तमो य उ सभत्या ं रता ॥१२॥

અન્વય —ये असंभूतिम् उपासते ( ते ) अन्धं तमः प्रविशन्ति ये उ संभूत्यां रताः ते तत भूय इव तम ( प्रविशन्ति )

ગુજરાતીઃ—જે લોકો અસભૂતિ ( સકામ કર્મ ) ઉપાસે છે. તે અજ્ઞાન રૂપી અન્ધકાર વિષે પ્રવેશ કરે છે. અને જે કોઈ સંભૂતિ ( પોતાથી જુદા ઈષ્ટ ) ઉપાસે છે. તે તેનાથી પણ અધિક અજ્ઞાન રૂપ અધકારમા પ્રવેશ કરે છે.

હિન્દી.—जे असंभूतिको उपासताहैं ( सो ) अदर्शनात्मक अज्ञान प्रति प्रवेश करते हैं (और) जो कोइ संभूति विषे रतहै सो तिससे भी अधिक ऐसे तममें प्रवेश करते हैं ।

English.—Those who worship uncreated nature, enter into gloomy darkness, into still greater darkness those who are devoted to created nature.

ભાવાર્થઃ—હે ભાઈ, જે લોકો અસભૂતિ ( કેવળ જ્ઞાનને, શુદ્ધ અસગ નિર્લેપ એવા આત્મા ) ને ઉપાસે છે એવા કર્મથી રહિત શુષ્ક વેદાતીઓ જડપણાને પામે છે. કારણ કે હુપણાનો ત્યાગ કરી આત્મ ભાવ ભરી જગતને પુષ્ટિ કરવાની ઇશ્વરની ધારણાની તે આડે આવે છે.

જ્યારે જે મનુષ્યો સભૂતિની (સગુણ-મૂર્તિમા દ્રવ્ય પૂજાજ માત્ર કરે છે. ને જ્ઞાનથી સકળ જગતના નિયતા પણાનો ભાવ ભરતા નથી. તેવી ) ઉપાસના કરે છે. તે જડની, ભાવ રહીત જડની પૂજા કરનાર અજ્ઞાનીઓ ઉપર લખેલા બ્રહ્મકોદાળ જ્ઞાનીઓ કરતા પણ વિશેષ હલકા જન્મને પામે છે.

માટે જ્ઞાન થયા પછી પણ વેદમા કહેલા કામો કરવા જ જોઇએ ને જ્ઞાન ન થાય ત્યા સુધી પણ ગુરૂએ સમજાવેલ ભાવ પૂજા કરવી એમ આત્મ જ્ઞાન સાથે મૂર્તિની ભાવ પૂજા કરનારજ મોક્ષને પામે છે પણ એક પક્ષ વાળો માત્ર ડૂબે છે. એટલે કે સંસારમા જન્મ મરણ રૂપી ગોથા ખાધા કરે છે.

જેમ ગાયના સર્વ અંગમા દુધ તૈયાર થવાના સાધનો છે. છતા દુધની ઇચ્છા વાળાએ આચળનેજ સેવવા જોઇએ પણ ભૂલ કરીને જો શિંગડે મોઢું લગાડે તો તાળવુ ફૂટી જાય, તેમ સકળ જગતમા વિભૂ વ્યાપક છે, છતા પણ મૂર્તિ રૂપી દ્રવ્યમા ભાવ રૂપી પ્રભુ પ્રગટ છે માટે જ્ઞાને સહવર્તમાન ગુરૂએ બતાવેલી રીતે વેદમા કહેલા કર્મો અવશ્ય કરવા.

વિદ્યારણ્ય સ્વામી જેવા સમર્થ જ્ઞાની પહેલા વિજયનગરના કારભારી હતા તે પછી સંન્યાસી થયા તો પણ જીવન પર્યન્ત કામ કરી પચદશી જેવો અપૂર્વ ગ્રંથ લખ્યો જ્યારે આજકાલ સન્યાસીઓ કઈ ભૂમિકામા વિચરે છે. તે વાચક આપ વિચારી લેશો.

તેમજ સેવા પૂજામા રચી પચી રહેલા લોકોએ પણ સંપ્રદાયના વાડા બાધી ધર્મને જ્ઞાન રૂપી ચૈતન્યથી દૂર રાખવા કેવા પ્રયત્નો રચ્યા છે? તે તરફ પણ જરાક નજર કરશો.

જ્યારે તેજ ખરા જ્ઞાની છે. કે જેઓ જ્ઞાને સહવર્તમાન વેદમા કહેલા વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે વર્તે છે. ને સર્વ વ્યવહાર કરવામા પોતે પ્રભુનો પ્રતિનિધિ છે, એમ સમજે છે.

अन्य देवा हु' सभवाद न्यदाहु रसंभवात्
इति शुश्रुम धीराणां ये न स्तद्वि च चक्षिरे ॥१३॥

અન્વય·—संभवात् अन्यत् एव आहु· असभवात् अन्यत् आहु ये नः तत् विचचक्षिरे तेषा धीराणां इति शुश्रुम ।

ગુજરાતી·—સભૂતિ ઉપાસનાનું ફળ તથા અસભૂતિ ઉપાસનાનું ફળ જુદુ છે અમે સભૂતિ તેમજ અસભૂતિનુ (બે પ્રકારનુ) ફળ તે ધીર પુરૂષોના વચનથી સાભળ્યુ છે.

હિન્દી·—सभूति करके (फल) अन्य ऐसा कहते (और) असंभूति करके (फल) अन्य कहते जे हमको संभूति असभूति फल कहते हुए (तिन) धीर पुरुषों का (वचन) ऐसे श्रवण किया है ।

English.—They say different is the effect from (worshipping) uncreated nature, different from (worshipping) created nature, this we heard from the sages who explained (both to us).

ભાવાર્થ—હે ભાઈ, બે પ્રકારની ઉપાસના કહી. અસભૂતિજ્ઞાનની અને સભૂતિ એટલે કર્મની તે બને ઉપાસનાના ફળ જુદા જુદા છે.

અસભુતિ એટલે આત્મ તત્ત્વની ઉપાસના કરવી તે ઘણુંજ કઠણુ કામ છે. કારણુ કે ભગવાન શ્રી કૃષ્ણચદ્રે

શ્રીમદ્ભગવદ્ગીતામા કહ્યુ છે "क्लेशोऽधिकतरस्तेषाम व्यक्तासक्तचेतसाम् ॥" જે લોકો પરમાત્માના અવ્યક્ત સ્વરૂપમાં પ્રેમવાળા છે તેમને તે ભાવની પ્રાપ્તિ થવી ઘણીજ કઠણુ છે

વળી, અણિમા વગેરે સિદ્ધિઓ પ્રાપ્ત થાય એવી સભૂતિ એટલે સ્વઇષ્ટની ઉપાસના પણ જો જ્ઞાન રહિત હોય તો મિથ્યા છે

હમણા લોકોને આપણે બોલતા સાભળીએ છીએ કે "कलौचण्डी विनायकौ" માટે કલિયુગમાં તો ચડી તથા ગણપતિ પૂજન જ કરવુ કારણ કે ચડી તથા ગણપ-તિના પૂજનથી સર્વે સિદ્ધિ પ્રાપ્ત થાય છે

વારૂ, શાસ્ત્રને જનસમાજ એમ કહે છે ને હુ પણ તે વાત કબુલ રાખુ છુ, કે કલિયુગમા ચડી તેમજ ગણ-પતિ પૂજનથી સર્વ પ્રકારની સિદ્ધિ મળે છે પણ તે સિદ્ધિ ભોગવવાનું સાધન જે આ પાચ ભૂતનુ બનેલ શરીર તેનો નિશ્ચય નથી તો પછી પ્રાપ્ત થયેલી સિદ્ધિનો ઉપયોગ શુ ? માટે જે સત્તાથી આ પચ ભુતનુ પુતળુ શરીર વ્યવહાર કરી રહ્યુ છે. ને જે તત્વ જીવ પ્રાણીમા સ્ફુરી રહ્યુ છે. તેજ તત્વ મારા સર્વ અંગોમા ભરપૂર છે. ને ઇષ્ટ ઉપા-સના દ્વારા તેજ તત્વને સિદ્ધ કરૂ છુ એમ એકપણાને સમજનાર તરે છે જ્યારે બંનેને જુદા સમજનાર ભાગેલ પૈડાના રથની માફક રખડે છે, જન્મ મરણ લીધાજ કરે છે,

આવી રીતે ઋષિઓએ બંને જુદા માની ઉપાસના કરનારને જુદા જુદા ફળ મળે છે એમ કહ્યું છે

संभूतिं च विनाशं च यस्तद्वेदोभय ँ सह । विनाशेन मृत्युं तीर्त्वा संभूत्यामृत मश्नुते ॥१४॥

અન્વય—यः तत् उभयं संभूतिं च विनाशं च सहवेद ( स ) विनाशेन मृत्युं तीर्त्वा संभूत्या अमृतं अश्नुते ।

ગુજરાતી—જે પુરૂષ સંભુતિને તેમજ અસંભુતિને એકજ જાણે છે. તે સભૂતિથી મૃત્યુને તરી જાય છે. ને અસંભુતિથી અમૃતને પ્રાપ્ત કરે છે.

હિન્દીઃ—जों पुरुष सो दोनों असभूति पुनः संभूति को एक जानते हैं ( सो ) संभूति करके मृत्युको तरके असंभूति करके अमृतको प्राप्त होते हैं.

English:—Whoever knows both, created nature, and destruction, together overcomes death by destruction, and enjoys immortality by created nature.

ભાવાર્થઃ—જે પુરૂષો પ્રવૃત્તિમય ધર્મ ઉપાસના વગેરેને તથા નિવૃત્તિ મય ધર્મ તત્વજ્ઞાન વગેરેને, એક

સમજે છે તેજ કર્મ ઉપાસના રૂપી પ્રવૃત્તિમય ધર્મદ્વારા અંત કરણ નિર્મળ કરે છે ને નિવૃત્તિમય ધર્મ (તત્ત્વજ્ઞાન) દ્વારા મોક્ષ પ્રાપ્ત કરે છે

આપણે જગત્મા મનુષ્યોને બોલતા સાભળીએ છીએ કે "ऋते ज्ञानात् न मुक्ति ।" વાત બરાબર છે કે જ્ઞાન વિના મુક્તિ નથી. પણ જ્ઞાન થયા પછી કર્મ ઉપાસના છોડી દેવાનું કહેલ નથી. જેમ કોઇ પૈસાદાર મનુષ્ય પાચ વરસ સુધી મહેનત લઇ દેવાલય ચણાવે પણ જ્યા સુધી અંદર દેવની પ્રતિષ્ઠા ન થાય ત્યા સુધી તે દેવાલય પૂર્ણપણાને પામે નહિ, તેથી દેવની પ્રતિષ્ઠા થયા પછી દેવાલયની ભિતો થાભલા ગભારો, વગેરે શુ કાઢી નાખવામા આવે છે? "ના" તેમજ વેદમા કહેલા કર્મો કરતા, ઉપાસનામા વૃત્તિ ચોટે ને પછી શાસ્ત્રના શ્રવણ મનન નિદિધ્યાસ દ્વારા જ્ઞાન થાય. તો પણ કર્મ ઉપાસના જતા નથી. પણ તે ક્રિયાઓ જ્ઞાનની સરખામણીમા ગૌણ ભાગ ભજવે છે.

જેમ કોઇ માણુસ ગરીબ હાલતમા માટીની ચીજોથી વ્યવહાર ચલાવતો હોય, પછી લક્ષ્મીજીની કૃપા થતા, ઉત્તરોત્તર, પિત્તળ, તાબુ, રૂપુ, સુવર્ણ, વગેરે તેને પ્રાપ્ત થાય, તો પણ પિત્તળ, તાબું, વગેરે ફેંકી દેતો નથી. પણ તે યથા સ્થાને ગોઠવે છે. એમ શુભ કર્મોથી અંત.કરણ શુદ્ધ થાય છે, ને જ્ઞાનથી અમર થવાય છે.

જેમ કોઇ માણસ બી એ. ની પરીક્ષા પાસ કરે, ને પછી તેને કામકાજ કરવાનુ કહેવામા આવે, ત્યારે તે કહે કે "મે જ્ઞાન મેળવ્યુ છે. હવે મારે કામ કરવાનું હોય નહિ" તો તેના પિતા એવા દશ હજાર ખરચ કરી ભણાવેલ પુત્રને માત્ર જ્ઞાની થયેલ જોઇ રાજી થશે? "જરૂર નહિ" જ્ઞાન પામી જગતને વધારે ઉપયોગી થવા કર્મની જરૂર છે પણ, અજ્ઞાની, અને જ્ઞાનીના કર્મમા માત્ર એટલોજ ફેર છે, કે જ્ઞાની જગતને શિક્ષણ આપવાને શિક્ષકની સ્થિતિમા કર્મ કરે છે. જ્યારે અજ્ઞાની નિશાળીઆની સ્થિતિમા કર્મ કરે છે જ્ઞાનીના કામ નિષ્કામ, તે પરમાર્થ માટે છે, જ્યારે અજ્ઞાનીના કામ સકામ, તેમજ અતઃકરણની શુદ્ધિ માટે છે. એમ જ્ઞાન, તથા કર્મ એક ભાવે સમજે છે. તેજ મોક્ષ પામે છે

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहित मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥

અન્વય —हे पूषन् सत्यस्यमुखं हिरण्मयेन पात्रेण अपिहितं तत् त्व सत्यधर्माय दृष्टये अपावृणु.

ગુજરાતીઃ—હે પૂષન્ (સૂર્યદેવ) સત્યરૂપ પરમાત્માનુ મુખ તેજોમય (લક્ષ્મીના મોહથી) પાત્રથી ઢકાએલું છે. તે તું સત્યની (દર્શન લાલસાવાળા) ઇચ્છાવાળા મને દર્શનમાટે ખુલ્લું કરી દે.

હિન્દી—हे पूषन् सूर्य सत्यपरमात्माकाद्वार तेजो-
मय पात्र करके आच्छादित है तिसको तुम्
सत्यधर्मा मुझको दर्शन के अर्थ खोल दो ॥

English —To me whose duty is truth, Open 6, pushan, the entrance to the truth concealed by the brilliant disk. in order to behold ( thee ).

ભાવાર્થ :—હે ભાઇ, જે લોકો ગાયત્રી વગેરે દ્વારા સત્ય સ્વરૂપ આત્માનો પ્રતિનિધિ ( Symbol ) સૂર્ય માની આત્મ દર્શનની અભિલાષાથી તેની પ્રાર્થના કરે છે. (तत्स वितु र्देवस्य भर्गः धी महि ) તે સૂર્ય નારાયણના તેજનુ ધ્યાન ધરીએ છીએ. શ્રીમદ્ ભગવદ્ગીતાજીમા પણ એમ જ કહ્યુ છે કે ( यदादित्यगत तेजस्त त्तेजो विद्धि मामकम् ) હે અર્જુન સૂર્યમા જે તેજ છે–તે મારૂ તેજ છે એમ તુ જાણ સૂર્યની ઉપાસના કરનાર સૂર્યદેવની સ્તુતિ કરે છે "હે સકળ જગતને પોષણ કરનાર સૂર્યદેવ, તમારા તેજને લીધે સત્ય સ્વરૂપ પરમાત્માનુ સ્વરૂપ ઢકા એલુ છે. તે સત્યની ઉપાસના કરનાર મને સત્ય સ્વરૂપ બતાવવા સમર્થ, તમે દર્શન માટે ખુલ્લુ કરી દો

આ શ્લોકનો અર્થ બીજી રીતે પણ થાય છે

સત્ય સ્વરૂપ એવો અતરાત્મા, તેનું દર્શન શુદ્ધ અંતઃકરણરૂપી આકાશમા થાય છે પણ તે અતરાત્માનું સઘળું

સ્વરૂપ સોનાના પાત્રથી (મોહથી) ઢંકાઇ ગયુ છે તે સુવર્ણ-નો મોહ હઠી જાઓ ને "શુદ્ધ અંત કરણરૂપી આકાશમા આત્મ તત્વ સ્વરૂપ અંતર્યામી સદાકાળ વસે છે" એવો દૃઢ નિશ્ચય થાઓ. એજ જીવન મુક્ત સ્થિતિ છે.

ભક્તરાજ નરસિંહ મહેતા કહે છે કે "જાગીને જોઉં તો જગત્ ભાસે નહિ ઉંઘમા અટપટા ભેદ ભાસે, બ્રહ્મ લટકા કરે બ્રહ્મ આગે." વગેરે

શુદ્ધ જ્ઞાન થતા સર્વ વ્યવહારમા પ્રભુ દેખાય છે. પછી "હુ" એવી કોઇ વસ્તુ જોવામા આવતી જ નથી જોનાર, તેમ જ જોવાની વસ્તુ, એ બંને બ્રહ્મરૂપ જણાય છે, તે જેમ જેમ જ્ઞાન પક્વ દશામાં આવે, તેમ તેમ શુદ્ધ બ્રહ્મ સિવાય જગતમા બીજુ કાઇ રહેતું જ નથી. આવો નિશ્ચય થાય, તેનું નામ જ પ્રભુ દર્શન છે. ને એક-વાર એ વાત સમજાય, તો તે સમજનાર જીવન્મુક્તજ ગણાય છે

જે શરીરેથી લાખો રૂપિઆ કમાયા, અનેક શાસ્ત્રો વિચાર્યા, અનેક શત્રુને નમાવ્યા, તેજ દેહ અંતર્ ચૈતન્ય વિના બિહામણુ લાગે છે. ને પંચભૂતમા મેળવી દેવામા કોઇ વિલબ કરતું નથી કારણ કે દેહની પાછળ રહેલ ચૈતન્ય સત્ય છે ને ચૈતન્ય વિનાનો દેહ એ વાત જ મિથ્યા છે. માટે ચૈતન્ય સ્વરૂપ હુ છુ મારે મોત નથી એમ નિર્ણય કરો. (અંતર્નિષ્ઠ થાઓ ને દેહાધ્યાસ તજો.)

पूषन्नेकर्षे यमसूर्य प्राजापत्य व्यूह रश्मीन्समुह तेजो यत्ते रूप कल्याण तम तत्ते पश्यामि योसा-
वसौ पुरुष सोऽह मस्मि ॥ १६ ॥

અન્વય.—हे पूषन् हे एकर्षे हे यम हे सूर्य हे प्रजापत्य रश्मीन्व्यूह तेजः समूह (एकी कुरु) यत् ते कल्याण तमं रूपं तत् ते पश्यामि य असौ पुरुषः स असौ अहम् अस्मि ॥

ગુજરાતી:—હે પોષણુ કરનાર, હે એક ચાલવાળા હે સર્વને કબજે રાખનાર, હે સર્વ રસનો સ્વીકાર કરનાર, હે પ્રજાપતિના પુત્ર તે તમારાં કિરણો દૂર કરો, તેજનો સમૂહ એકઠો કરો, ને જે તમારૂં કલ્યાણુમય રૂપ છે, તે હું તમારી મહેરબાનીથી જોઈ શકું છું. જે પૂર્ણુ પુરૂષ તમારામા છે. તેજ હુ પોતે છું

હિન્દી:—हे पोषण करता। हे एक चलने वाले। हे सर्वके सयमन कर्ता। हे सर्व रसके स्वीकार कर्ता। हे प्रजापतिके पुत्र। (सो) अपनी किरणों को दूर करो तापके समूहको (एकत्र करो) जो तुम्हारा कल्याणतम रुप है तिसको तुम्हारे प्रसादसे मैं देखता हौं

जो यह ( तुम्हारे विषे पूर्ण ) पुरुष है सोइ यह मैं हौं ।

English —Oh, Pushan Rishi, thou alone, O, dispenser of justice ( Yama ) O, sun offspring of prajapati, disperse thy rays, ( and ) collect thy light let me see thy most auspicious form, for the same soul ( which is in thee ) am I.

**ભાવાર્થ**—હે ભાઇ આ મત્રમા જે વિશેષણો સૂર્ય-નારાયણના છે તે સર્વ સૂર્યમા રહેલા ચૈતન્યના છે

જેમ પરબ્રહ્મ નારાયણ સૂર્યમા મળી જઇને વરસાદ વગેરે વરસાવે છે ને જગતને પોષે છે તેમ તેજ પ્રત્યગાત્મા હોઇ પ્રાણમા મળી જઇ અન્ન, જળ વગેરે રસ શોષણ કરી શરીરરૂપી જગતને પોષે છે

જેમ સૂર્યમા રહેલ ચૈતન્ય સર્વ ગ્રહોને નિયમમા રાખે છે. તેમ હૃદયમા રહેલ ચૈતન્ય પણ પ્રાણ-મન-બુદ્ધિ વગેરેને નિયમમા રાખે છે

જેમ સૂર્યમા રહેલુ ચૈતન્ય બ્રહ્માંડ આખાને નિયમમા રાખે છે ને સર્વનો સાક્ષી છે તેમ તેજ ચૈતન્ય પ્રાણમા વસી ઇન્દ્રિયો વગેરેને નિયમમા રાખી તેના સર્વ કાર્યનો સાક્ષી છે

સૂર્ય જેમ સર્વ રસનું શોષણ કરે છે તેમ આ આત્મા પણ પ્રાણ સાથે મળી અન્ન વગેરે રસ ખેંચી શરીરને પોષે છે જેમ શ્રીમદ્ ભગવદ્‌ગીતાજીમા કહ્યું છે **प्राणापान समायुक्त पचाम्यन्न चतुर्विधम्** " હું પોતે પ્રાણ અપાન વગેરેમા મળી ચાર પ્રકારનુ અન્ન પચાવુ છુ

સૂર્યને જેમ પ્રજાપતિના પુત્ર કહ્યા છે તેમ પ્રાણ દ્વારા આ આત્મા મળી, પિતાથી પુત્રરૂપે ઉત્પન્ન થયો છે " "**आत्मा वै जायते पुत्र ।**" આવી રીતે સૂર્યનારાયણમા તેજરૂપે રહેલુ ચૈતન્ય છે. તેજ આ દેહને સ્ફુરણા કરાવનારૂ આત્મ તત્વ છે એમ સમજનાર જ્ઞાની ઉપાસક સૂર્યનારાયણની સ્તુતિ કરે છે " હે સૂર્યનારાયણ તમારા કિરણો દૂર કરો (પ્રાણદ્વારા વૃત્તિઓમા વહેતી આત્મ ભાવના ક્ષણવાર બંધ થાઓ, ) ને હૃદયાકાશમા સ્થિર થાઓ જેથી આ શરીર ચલાવનાર પ્રાણના પોષક ચિદ્ઘનાનંદ સ્વરૂપને નિહાળુ. " એમ સૂર્યને નામે આત્મ ઉપાસના કરનાર જ્ઞાની પોતાના મૂળ રૂપમા મળી [ **तत्त्व मसि** ] વગેરે વાક્યોથી મોક્ષ ભાવને પહોચે છે પરોક્ષ સૂર્ય ઉપાસના કરતા સદ્‌ગુરૂ મળે ને પ્રત્યક્ષ હૃદયાકાશમા ચૈતન્યનુ રૂપ સમજાવી વિચાર દ્વારા અભેદ જ્ઞાન મળે તો ત્રિપૂટિનો લય થાય, ત્યારે જ અહો ધન્ય ! કૃત કૃત્ય ! થવાય પરમ પુરૂષાર્થ મોક્ષ પ્રાપ્ત કરી પ્રભુના સ્વરૂપમા અદેહે લય થવાય

**वायु रनिल ममृत मथेद भस्मान्त ँ शरीरम्**
**ॐ क्रतो स्मर कृत ँ स्मर क्रतो स्मर कृत ँ स्मर ॥१७॥**

અન્વય'—अथ वायु अनिलम् अमृत इदं शरीरं भस्मान्तम् ( भूयात् ) हे क्रतो ॐ स्मर कृतं स्मर क्रतो स्मर कृत स्मर ॥

ગુજરાતીઃ—હવે મારો પ્રાણ વાયુ સૂત્રાત્મા ( પાચ ભૂતોમાના પવન ) માં મળી જાઓ, અને આ સુક્ષ્મ શરીર તેનામૂળ કારણમા જાઓ, ને આ( પચીકરણ) શરીર ભસ્મ થઇ જાઓ, હે મન ૐકાર સંભારી લે શુભ કર્મ યાદ કર. ( બે વાર લખી બોલવાપર ભાર દે છે. )

હિન્દીઃ—अब इसकालमें प्राणवायु सूत्रात्माको (और) लिंग शरीर (अपने कारण को) यह शरीर अन्त भस्म भावको (प्राप्त हो) हे मन! ॐकारको स्मरण करो (और) शुभ कर्मको स्मरण करो। (द्वि वचन प्रणव उपासनाके आदरार्थ है)

English —Let my vital spark obtain the immortal air then let this body be consumed to ashes, Om, O my mind remember remember ( thy ) acts, Remember o my mind remember, remember thy acts

ભાવાર્થ—હે ભાઇ, સોળમા મંત્રમા જે સદેહે મુક્તિ કહી હતી. તેવા માણસની ઉપાસના કઇ જાતની હોય છે. તે કહીએ છીએ. મારા દેહમા વહેતો પ્રાણવાયુ તે પરમાત્માના પચ મહાભૂતમાનોજ વાયુ છે. તે મારો નથી તેમજ તે હુ નથી. માટે તે વાયુ ભલે મૂળ રૂપમા મળી જાઓ.

વળી મારૂ સત્તર તત્વનુ સુક્ષ્મ શરીર છે, તે પણ તેના મૂળ કારણ ભાવને પામો કારણ કે મારે તે સુક્ષ્મ દેહે કરીને હવે ભોગ ભોગવવાની વાસના છેજ નહિ.

વળી આ મારૂં સ્થૂળ શરીર જે ચોવીશ તત્વનુ બનેલ છે. તે અંતે પાચભૂતમા મળી જાઓ.

હે સંકલ્પ વિકલ્પ કરનારા મન, ૐકાર સભારી લે. (કારણ કે ઉપનિષદના સમયમા વિભૂ સ્વરૂપ માટે ૐકારજ હતો.) ईश्वर प्रणिधान वाचक ॐ शब्द ॥ માટે જે સમય માટે આખુ જીવન પ્રણવની ઉપાસના કરી હતી, તે સમય આવ્યો છે. માટે હે મન ૐ સભારી લે. હે મન "मरणे या मति सा गतिर्भवेत्" એમ કહેવાય છે. માટે શુભ કર્મો સભારી મોક્ષનો નિશ્ચય કર, નિષ્કામ વૃત્તિથી અંતકરણની શુદ્ધિ માટે અગ્નિ હોત્રાદિ જે કર્મો કરેલા તે યાદ કર. અથવા "यज्ञाध्यक्षो यज्ञ हविर्भाग भुक् श्री भगवान् विष्णु" એવી રીતે હે મન વિષ્ણુભગવાનને યાદ કર.

"कृतकर्म क्षयं नास्ति कोटि कल्प शतै रपि"
એમ કર્યા કર્મ ભોગવ્યા વિના છૂટકોજ નથી માટે શુદ્ધ જ્ઞાન થયા પછી આ દેહરૂપી પ્રારબ્ધ કર્મ તો રહે છે. તો પણ જ્ઞાન થયા પછીની દશામા તત્વવેત્તા પુરૂષને આ દેહે થતા કર્મોનો મોહ હોતો નથી તેમજ વાસનાનો ક્ષય થયેલો હોવાથી–પુનર્જન્મની ભ્રાન્તિ પણ રહેતી જ નથી તેના કર્મો જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગયેલા હોય છે તેથી તે વિદેહ મુક્તજ છે.

જેમ જેમ મૃત્યુ સમય નજીક આવે તેમ તેમ તેવો જ્ઞાની વધારે આનદ અનુભવે છે. કારણ કે જગતના પ્રારબ્ધ કર્મરૂપી શરીરના પિંજરામાથી તે છૂટવાનો છે. માટે એકજ ધ્યાન રહે છે. ને મનથી એજ ઉચ્ચાર નિકળે છે કે, "ॐ स्मर ।"

अग्ने नय सुपथाराये अस्मान्विश्वानि देव
वयुनानि विद्वान् ।
युयोध्य स्म ज्जुहुराण मेनो भूयिष्ठा ते नम उक्ति
विधेम ॥ १८ ॥

અન્વય.—हे देव ! हे अग्ने । विश्वानि वयुनानि विद्वान् अस्मान् राये सुपथानय अस्मत् जुहुराणं एन. युयोधि ते भयिष्ठा नम उक्ति विधेम ॥

ગુજરાતી.—હે પ્રકાશ આપનાર દેવ, હે અગ્નિ સર્વ કર્મ તમે જાણો છો, કર્મ કરનાર અમોને સુંદર રસ્તેથી કર્મ ફળની પ્રાપ્તિ કરાવો, અને અમારા કુટીલ વચનરૂપી પાપોનો નાશ કરો, અમે તમોને બહુવાર નમસ્કાર કરીએ છીએ.

હિન્દી—हे प्रकाशात्मक देव। हे अग्नि। सर्व कर्मको जानते हो, हम कर्म कर्ताओंको कर्म फलके अर्थ शोभन मार्गसे प्राप्त करो (और) हमारे कुटिल वचनात्मक पापको विनाश करो तुम्हारे अर्थ बहुतसे नमस्कार वचन विधान करते हैं।

English:—Guide us O, Agni by the road of bliss, to enjoyment (guide us) O god who knowest all acts, Destroy our crooked sin, that we may offer thee our best salutations.

ભાવાર્થ—હે ભાઇ, અગ્નિ નારાયણની ઉપાસના કરનાર મુક્તિ અર્થે અગ્નિદેવની પ્રાર્થના કરે છે ને તે ઉપાસના તથા કર્મ માર્ગમા રૂઢ હોવા છતા મોક્ષ પામે છે. તે કહે છે.

હે પ્રકાશ તથા (દાહક) સ્વભાવવાળા દેવ, તમે અમારા સર્વ કર્મને જાણો છો અમે (કર્મઠ લોકોએ) જીવન પર્યન્ત નિષ્કામ કર્મ કર્યા છે માટે અમારો મોક્ષ થાય એવો રસ્તો અમોને બતાવો એટલે જગતમા જન્મ લેવરાવનાર દક્ષિણ માર્ગ તજાવીને જગતમા પાછા ન અવાય એવા ઉત્તરાયણને માર્ગે અમોને લઇ જાઓ.

અમે વેદમા કહેલા કર્મો નિષ્કામ વૃત્તિથી કર્યા છે એમ કરતા કંઇક અઘટિત વચન બોલાયાં હોય તો, તે બોલથી ઉત્પન્ન થયેલ પાપોને દૂર કરો. કે જે પાપ દૂર થવાથી પવિત્ર બનેલા અમે શરીરની વાસના ત્યાગવાથી મુક્ત થઇએ. હે અગ્નિદેવ અમે આપને શરણે છીએ, ને મુક્તિને અર્થે નમસ્કાર કરીએ છીએ.

આમ અગ્નિદેવની ઉપાસના કરનાર સમષ્ટિ સ્વરૂપ અગ્નિરૂપ બને છે. ને અગ્નિ સાથેજ મોક્ષ ધર્મ પામી અમર થાય છે.

જે લોકો શાસ્ત્રમા લખ્યા પ્રમાણે કર્મ કરે છે, તેઓ છેવટ મોક્ષ પામે છેજ. પણ જે લોકો ,હોકાયંત્ર વિનાના કેપ્ટન બની ભર દરિએ વહાણ ચલાવવા રૂપી કર્મો કરે છે તેઓતો પતિત થઇ આ જગતના જન્મ મરણરૂપી વમળમાથી મુક્ત થતાજ નથી. નરક કોઇ બીજી ચીજ નથી. "જન્મ મરણ પામ્યા કરવુ. ને શુદ્ધ ધર્મ સમજવાને

સર્વે સાનુકુળ સંયોગો છતા તેનો લાભ ન લેવો તેજ અજ્ઞાનતા છે." માટે આ કર્મ ભુમિકારૂપી મનુષ્ય દેહનો લાભ લઇ જ્ઞાનદ્વારા જગતમા યથાશક્તિ સુધારણા કરી મોક્ષનો નિશ્ચય કરી લેવો એજ જીવન સાર્થક છે.

માથુ આપી દેવુ સ્હેલ છે. પણ જગત સુધારણા અર્થે રોજેરોજ મહેનત કરી આચાર્યોની માફક ફરી, જગતના લોકોનું વિચારરૂપી સુકાન બદલવુ, એ ઘણુંજ કઠીણ છે માટે ગોપિચંદની માએ જેમ પુત્રને અમર થવા મચ્છેન્દ્રનાથને સોપ્યો હતો. તેમ આ નાનકડુ પુસ્તક લખી યુવાન વર્ગને જગત ચક્રને ધક્કો ( ગતિ ) આપવા વિનંતી કરવામા આવે છે. તે જગતને સુધારવા વધારવામા જીવન વિતાવવુ એજ પ્રભુની ખરી સેવા ને ભક્તિ છે.

"Help the Progress of the world"



સંવત ૧૯૭૭ ના આષાઢ માસથી માડવીની પોળમાં શેઠની પોળમા વિશાનાગરની વાડીમા શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપર પ્રવચન ચાલે છે આજ તેને અઢી વરસ પૂરા થયા છે માટે આ વખતમા ગીતા વર્ગ તરફથી જે જે પુસ્તકો વ ચાયા તે અમદાવાદની પ્રજાને જણાવી જ્ઞાનના અખાડામા આવવાની વિનતી કરીએ છીએ.

વાચનાર પોતે પોતાનો ધર્મ સમજી એક પૈસાની પણ આશા રાખ્યા વગર વાચે છે ને બદલામા જ્ઞાન મળે તેજ અતિ કિમતી સમજે છે માટે જ્ઞાનના જીજ્ઞાસુને નિમત્રણ કરવામા આવે છે, કે આવા ઘોર કલિયુગમા જ્ઞાનરૂપી ગ ગામા ન્હાવા રોજ સવારે આઠથી નવ સુધી પધારશો.

पदच्छेद पदार्थोक्तिर्विग्रहो वाक्य योजना ।
आक्षेपस्य समाधानं व्याख्यान पच लक्षणम् ॥

ગીતાવર્ગમા ઉપરના શ્લોક પ્રમાણે શાસ્ત્રમા લખ્યા પ્રમાણે પ્રવચન થાય છે રોજ પહેલા દરેક જણને બૈરા સુદ્ધાનને એકએક શ્લોક વ ચાવવામા આવે છે. પછી પદ જુદા પાડવામા આવે છે પછી અન્વય સમજાવવામા આવે છે ને શકા હોય તો તેનુ સમાધાન કરવામા આવે છે ને સમાસ હોય તો છૂટો પાડી તેનો અર્થ સમજાવવામા આવે છે.

ગોળીમા દહીં પુરી " માખણ માખણ " એમ બૂમો કે બરાડા પાડવાથી માખણ મળતુ નથી. પણ નેતરા ખે ચનારજ માખણ મેળવે છે. તેમ જ્ઞાનને માર્ગે ચડયા સિવાય

મોક્ષની પ્રાપ્તિ થતી જ નથી જ્ઞાનને નામે હજારો લોકોને ડોળ, દમાકથી કે ઢોલક વગાડીને એકઠા કરે. ને તેથી તેમ કરનાર વેષધારી ભક્તરાજ લક્ષ્મી તેમ જ કીર્તિ પ્રાપ્ત કરે, પણ જ્ઞાન તો કોઇ વિરલ વસ્તુ છે તેને માટે સદ્‌ગુરૂ વિના બીજેથી મેળવવાનો પ્રયત્ન વ્યર્થ છે.

ભક્તરાજની યોગ્યતાની કીમત જો માણસની ભીડ થાય છે એટલાથી જ અકાતી હોય તો ગોહરજાન વગેરે નાચનારીઓને મહાન ભકતરાજ ગણવી જોઇએ ! ! ! "નાટકશાળામા તેમ જ તમાશાઓમાં માણસોની ઘણીજ ભીડ હોય છે તેવી જ ભીડ થાય તો ઠીક" એવા મોહે કરીને પ્રભુ ભજન પણ એવે સ્થળે ને એવે દિવસે ગોઠવે કે ઘણી જ ભીડ થાય, પછી ભીડ થવાનુ કારણ શુ ? તે કોઇ પૂછે જ શાનુ ? આવી રીતે જ્યા મોહના વશમા પડેલા નેતા હોય ત્યાંથી સમજુ અધિકારી જનોએ તરત જ ખસી જવુ, કારણ કે મોહને અને પ્રભુને લાખો ગાઉનુ છેટુ છે

ગુજરાતના પ્રાતસ્મરણીય અખા ભગતનો વિચાર કરશો તો સહજ જણાશે કે જ્ઞાન માટે તેમને કાશી સુધી ભટકવુ પડયુ હતું ને છેવટે પ્રભુએ દયા કરી એક ગુરૂ મેળવી આપ્યા જેઓ માત્ર એકજ સાભળનારને જ્ઞાન વાર્તા સમજાવતા હતા માટે થોડામા જે જ્ઞાન છે. તે માણસના ટોળામા હોયજ નહિ.

હમણા તો નકલી મુમુક્ષોઓના મનને ગમતી મજાઓ પૂરી પાડી તમાશા રૂપી ઉપદેશ કરનારા ગુરૂઓનો રાફડો ફાટયો છે.

गुरवो बहव सन्ति शिष्य वित्तापहारका ।
गुरवो विरला. सन्ति शिष्य सन्ताप हारका ॥

શિષ્યોનું દ્રવ્ય લેનાર ગુરૂઓ ઘણા છે પણ શિષ્યના અંતરના તાપ નિવારનાર ગુરૂઓ ક્યાંક હોય તો હોય ! માટે બહારની ધામ-ધૂમનો મોહ મૂકી અંતરમા શાન્તિ જોતી હોય તો ઉપર લખેલે ઠેકાણે સવારમા આઠવાગે શ્રીમદ્ ભગવદ્ગીતાનુ પુસ્તક લઇ પધારશોજી

બ્હેનો પણ કથામા આવે છે. ને તેમને માટે અલગ બેઠક છે.

જે મુમુક્ષુઓએ અત્યાર સુધીમા ગીતા વર્ગમા ભાગ લીધો છે, તેઓના નામ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| વીશાનાગરની જ્ઞાતિના શેઠજી | શા. ચમનલાલ મગનલાલ |
| શ્રી અચરતલાલ મોતીલાલ | શા. મોહનલાલ મગનલાલ |
| શા મણિલાલ બલાખીદાસ | શા. ગોવિન્દલાલ પુંજાભાઇ |
| ચોકશી હીરાલાલ અમ્રતલાલ | શા ભોગીલાલ હિમતલાલ |
| ચોકશી સુંદરલાલ હીરાલાલ | શા ત્રિકમલાલ હરગોવિન્દ |
| શા. નટવરલાલ નાનાલાલ | શા. જગમોહનદાસ મથુરભાઈ |
| ધીઆ જમનાદાસ છગન | શા સાંકળચંદ કલ્યાણભાઇ |
| શા. મણિલાલ ચુનીલાલ | શા. હીરાલાલ નાનાલાલ |
| પરિખ મણિલાલ મોતીલાલ | શા નાનાલાલ કાળીદાસ |
| શા ગોપાળદાસ હરજીવનદાસ | ભાઇ જેઠાલાલ કુબેરદાસ |
| શા રતીલાલ છોટાલાલ | દવે મણિલાલ ગબડ |

| | |
|---|---|
| ગા. શંકરલાલ મુળજી | પંડિત ચુનીલાલ પુરૂષોત્તમ |
| જાની જગજીવન હિમ્મતલાલ | માધવલાલ વસંતરામ |
| નાવળ દયાશંકર સોમનાથ | શા માણેકલાલ નાથજી |
| જાની મણિલાલ ભજગોવિન્દ | પટેલ ભાઇદાસ લલ્લુભાઇ |

અન્ય ગ્રહસ્થોના નામો વખતસર મળ્યા નથી માટે નોંધ્યા નથી

ભ્રગુપુર નિવાસી પૂજ્યપાદ મહારાજ શ્રી રેવાશંકર-ભાઇએ ૧૯૭૭ ના આષાઢ માસમા શરૂ કરેલુ પ્રવચન ૧૯૭૯ ના કાર્તિક માસમા પૂરૂ થયુ હવ ૮રીથી એટલે ૧૯૭૯ ના કાર્તક માસથી શ્રીમદ્ ભગવદ્ગીતાનો રોજ એક શ્લોક વચાય છે ને સાથે સાથે "તત્વબોધ" "આત્મબોધ" પુસ્તકો વચાવ્યા છે, ને હમણા "મણિ-રત્નમાળા" ચાલે છે.

ગયા અધિક માસમા શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ વાચવામા આવ્યો હતો, વળી સંવત ૧૯૭૮ ના ઉનાળામા જ્યારે મહારાજ શ્રી આવતા નહિ, ત્યારે શેઠજી શ્રી મણિલાલ મોતીલાલ ચશ્માવાળાએ તુલસીકૃત રામાયણમાથી ઉત્તરકાંડ વાચી અમોને ઉપકૃત કર્યા છે

ભાઇ ભોગીલાલ હિમતલાલ હમેશા વખત પહેલા હાજર થઇ ગીતાવર્ગની સેવા બજાવી રહ્યા છે જેથી ગીતાવર્ગનું કામ ચાલવામા તેમનો ઉપકાર માનીએ છીએ

વીશાનાગરની વાડીના ટ્રસ્ટી મેમ્બરો તથા શેઠજી શ્રી અચરતલાલ મોતીલાલનો પણ આભાર માનીએ

છીએ કારણકે અમારા ગીતાવર્ગના અસ્તિત્વનો આધાર તેમની કૃપાને લીધેજ છે

શ્રી વર્ગમા-શ્રવણમા ભાગ લેનાર બેનોના નામ

ગંગાસ્વરૂપ બ્હેન રૂક્ષ્મણી હિમ્મતલાલ

" બ્હેન જયાબ્હેન

સ્વર્ગસ્થ બ્હેન ગધાબ્હેન તલવલકર.

અ. સો બ્હેન લલિતાબ્હેન મગનલાલ

ગંગાસ્વરૂપ બ્હેન જડાવબ્હેન

" બ્હેન ગંગાબાઇ અનુપરામ

" બ્હેન મણિબ્હેન

" " પાર્વતીબ્હેન,

" બ્હેન સવિતા ભાઇશંકર

અ સૌ. બ્હેન ચંચળ દોલતરામ.

ગંગાસ્વરૂપ બ્હેન પાર્વતી નરોત્તમ

" બ્હેન વસન્તીબ્હેન.

